શ્રીમદ્ હંસવિજયજી જૈન ફ્રીલાયબ્રેરી ગ્રંથમાળા નં. ૨૫

શ્રીમન્મુનિમહારાજ શ્રીહંસવિજયજી

વિરચિત.

# તિથિતપમાણિકયમાલા.

છપાવનાર.

શ્રીહંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરીના સેક્રેટરી,

**સુતરીયા જેશંગલાલ છોટાલાલ.**

લુણસાવાડા—અમદાવાદ.

વીર સં. ૨૪૫૧ વિક્રમ સં ૧૯૮૧

આત્મ સં ૨૯ પ્રત ૩૦૦૦.

આવૃતી ચોથી.

કિંમત ૦-૧-૦

# જાહેરખબર.

| વેચવાના ગ્રંથો. | કીંમત. |
|---|---|
| હંસવિનોદ શાસ્ત્રી અગર ગુજરાતી | ૦—૧૨—૦ |
| પૂજાસંગ્રહ હીંદી. | ૧—૦—૦ |
| ગહુલીસંગ્રહ શાસ્ત્રી અગર ગુજરાતી | ૦—૩—૦ |
| ગિરનારની ૧૦૮ પ્રકારે પૂજા ગુજરાતી | ૦—૨—૦ |
| તિથિતપ માણિક્યમાળા | ૦—૧—૦ |
| દેશાટન | ૦—૪—૦ |
| પ્રશ્નોત્તર પુષ્પમાળા ૧૨૨૯૬ | ૦—૧૪—૦ |
| હીરપ્રશ્ન મૂળ સંસ્કૃત. | ૧—૦—૦ |
| હીરપ્રશ્નાવલી ગુજરાતી. | ૦—૪—૦ |
| નવતત્વ સંક્ષિપ્તસાર | ૦—૨—૦ |

**શ્રી હંસવિજયજી ફ્રી લાયબ્રેરી** લુણસાવાડા—અમદાવાદ.
સેક્રેટરી જેસંગભાઈ છોટાલાલ સુતરીઆ.

---

| | |
|---|---|
| તત્વામૃત | ૦—૮—૦ |
| લોકતત્વનિર્ણય | ૦—૮—૦ |
| માડવગઢનો મંત્રી પેથડકુમાર હીંદી | ૦—૪—૦ |
| ગિરનારની પૂજા શાસ્ત્રી | ૦—૮—૦ |
| તીર્થયાત્રા પ્રવાસ | ૦—૪—૦ |
| ગીતસંગ્રહ | ૦—૨—૦ |

**શ્રી હંસવિજયજી ફ્રી લાયબ્રેરી** લહેરીપુરા રોડ—**વડોદરા.**
**સેક્રેટરી લાલભાઈ મોતીલાલ.**

શ્રીમદ્ હંસવિજયજી જૈન ફ્રીલાયબ્રેરી ગ્રન્થમાલા નં ૨૫

શ્રીમન્મુનિમહારાજ શ્રીહંસવિજયજી
વિરચિત.

# તિથિતપમાણિક્યમાલા

છપાવનાર.
શ્રીહંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરીના સેક્રેટરી,
**સુતરીયા જેશંગલાલ છોટાલાલ.**
લુણસાવાડા—અમદાવાદ.

વીર સં ૨૪૫૨ વિક્રમ સં ૧૯૮૨
આત્મ સં ૨૯ પ્રત ૩૦૦૦
આવૃતી ચોથી

અમદાવાદ
ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

# पुष्पांजलि.



## शार्दूलविक्रीडितछंद.

પાપોના અતિ તાપ જાય જડથી શાતા શરીરે મળે,
બાળે કર્મ કઠોર ચોર ન નડે જંજાલ જેથી ટળે ॥
તારે તે તપ યાનપાત્ર જલધિ સેવો સદા આદરે,
આ માળા તપ રાજ પુણ્યતિથિની કંઠસ્થ ભવ્યો ધરો ॥૧॥

શ્રીજૈન શ્રુત માનરાજ સરથી મુક્તાવલી ઉદ્ધરી,
માળાના ઉપકાર કાજ રચિને વિખ્યાત વિશ્વે કરી ॥
તે સાધી તપસ્યા કરી ભવિજનો મુક્તિપુરે સંચરો
આ માળા તપરાજ પુણ્યતિથિની કંઠસ્થ ભવ્યો ધરો ॥૨॥

આજ્ઞાંકિત.

ભવદીય સાંકલચંદ પિતાંબરદાસ શાહ.

શ્રીમદ્ હંસવિજય ગુરૂભ્યો નમઃ

## ॥ શ્રી હંસમુનિ દર્શન કાવ્ય ॥

---

( રાગ પ્રભાત ઝુલણા )

આજ મુનિ હંસના દિવ્ય દર્શન કરી,
હૃદય આનંદના ઓઘ ધરતું,
સુખદ સહવાસ જે પૂર્વ કાલે કર્યો,
તે બધા સદ્ગુણો સ્મરણ કરતું,
સેંકડો સાધુઓ વિજય આનંદના,
સકલ આ ભારતે સૌ વિહારી,
અધિક મુનિ હંસ તે સર્વમાં ચળકતા,
શુદ્ધ ચારિત્રથી જ્ઞાન ધારી. ॥ આજ૦ ૧ ॥

ધર્મના વીર ગતે વીર ક્ષેત્રે થયા,
ધર્મની ગર્જના ગુર્જરે થઈ,
હંસ મુનિ કેશરી નાદના શ્રવણથી,
હરિણ મિથ્યાત્વની શક્તિ કયાં ગઇ. ॥ આજ૦ ૨ ॥

પરમ પન્યાસ સંપત વિજય સાથમા,
હંસ હર્ષે કરી વાસ કરતાં,
કુસુમ કર્પૂરના સુરભને સ્નેહથી,
સાચવી સોમ ગુણ આપ ધરતાં ॥ આજ૦ ૩ ॥

ધર્મ સયમ તણી ઉભય પાખો ધરી,
ભારતી ગગનમાં હંસ ખેલે,
તત્વ મૌક્તિ ચણે ચતુરતાથી સદા,
ભવ્ય માનસ વિષે રંગ રેલે ॥ આજ૦ ૪ ॥

હંસ વિનોદની વાણીના ઝરણથી,
દેવ ગુરૂ ધર્મનાં તત્વ ઝરતા,
વિમળ હ્રુદયે કરી સઘ તે વાચતા,
પરમ હંસો બધા સઘ બનતા ॥ આજ૦ ૫ ॥

આવીને ભાવપુરથી દરાપુર વિષે,
હંસ મુનિ ચરણની ભેટ લીધી,
હંસ દર્શન કરી રંગ અંગે ધરી,
નર્મદે હોશ તે પૂર્ણ કીધી. ॥ આજ૦ ૬ ॥

## ॥ અથ તીર્થવંદન ॥

વિહરમાન જિનંદ વદ્દ, ઉદિત કેવલ ભાસ્કરં,
અસંખ્ય લોક નિવાસ પ્રભુકા, શાશ્વતા અઘ નાસ્કરં,
અષ્ટાપદ સમેત ચંપા, નેમ ગઢ ગિરિ મંડના,
શ્રીવીર પાવા વિમલ ગિરિવર, કેસર દુઃખ ખંડના. ॥૧॥
આબૂ તારંગા દર્શ ચંગા, શિવ અભંગા કારણા,
શ્રી અંતરીક જિનંદ પાસ, થંભણા દુઃખ વારણા,

શંખેશ્વરા અલવેશ્વરા, જગ પાવના જીરાવલા,
ચિંતામણિ ફલવર્દ્ધિ પારસ,મલ્લિ ભવોદધિ નાવલા.॥ ૨॥
વરકાણુ રાણુ નાડોલ નગરે, વીર ધાણે ગોડીયે,
શ્રી નાડલાઈ સુવીર રાતા, વદીયે ભવ તોડીયે,
શ્રી પાલિ પાટણુ રાજનગર, ઘંનોઘ મંડન પાસજી,
ઇમ જેહ સ્થાનક ચૈત્ય જિનવર,ભવિક પૂરે આસજી॥૩॥
સુસાહુ સાધવી કેવલી કુન, સંઘ ભવ જલ તારણા,
શુદ્ધ જ્ઞાન દરશન ચરણ સાચા, મહા આનંદ કારણા,
એહ તીર્થ વંદન ભવ નિકંદન,ભવિક શુદ્ધ મન કીજીએ,
નિજરૂપ ધારો ભરમ ફારો,અનઘ આતમ લીજીએ ॥૪॥

---

## શ્રી સિદ્ધાચલ ચૈત્યવંદન.

( હરિગિત છંદ. )

શ્રીતરણુતારણુ કુગતિવારણુ, સુગતિકારણુ જગગુરૂ,
ભવભ્રમણુ કરતા મનુષ્યના, વાછિત કરવા સુરતરૂ,
સંસાર તાપથી તપ્ત જંતુ, જાતને છાયા કરૂ,
છત્રાકૃતિ સિદ્ધાચલે. ઋષભેશ કલશ મનોહરૂ. ॥ ૧ ॥
શ્રી ઋષભદેવ પ્રપુત્ર દ્રાવિડ, વારિખીલ્ય સહોદરા,
આદિનાથ ભક્ત સુવલ્ગુતાપસ, બોધથી તાપસવરા,
ચારણુ મુનિવર સાથ સર્વે, તીર્થ કરવા સંચર્યા,

પ્રતિબોધથી મુનિરાજના, સર્વે મુનીશપણું વર્યા. ॥ ૨ ॥
પુણ્યપુંજસમ પુંડરીક, ગિરિ નિરખતા નયણે ઠરી,
ઉલ્લાસ પામી દોષ વામી, હર્ષથી હૃદયે ધરી;
વંદન કરીને આવીયા, ગિરિરાજ ઉપર પદ ચરી,
રાયણને આદિનાથ ચરણે, પ્રેમે પ્રદક્ષિણા ફરી. ॥ ૩ ॥
પુંડરીક ગણધર સાથ, આદિનાથને પાયે પડી,
ચારણ મુનિના કેણથી, લગાવી ધ્યાનતણી ઝડી,
દશકોડ મુનિવર સાથ કાર્ત્તિક, પુનમે મુક્તિ જડી;
હંસાવતાર તીરથ સ્થાપ્યુ, હંસદેવે તિણઘડી. ॥ ૪ ॥

## શ્રી સિદ્ધાચળનું ચૈત્યવંદન.

વિમલ ગિરિવર સયલ અઘહર ભવિકજન મનરંજનો
નિજ રૂપ ધારી પાપ ટારી આદિ જિન મદ ગંજનો
જગ જીવ તારે ભરમ ફારે સયલ અરિ દલ ભંજનો
પુંડરિક ગિરિવર શ્રૃંગ શોભે આદિનાથ નિરંજનો (૧)
અજઅમર અચલ આનંદરૂપી જન્મમરણ વિહંડનો
સુર અસુર ગાવે ભક્તિ ભાવે વિમલ ગિરિજગ મંડનો
પુંડરિક ગણધિપરામ પાંડવ આદિ લે બહુ મુનિવરા
જિહા મુક્તિ રામા વર્યા રંગે કરમ કંટક સહુજરા. (૨)

કોઇ જગમા અન્ય નાહિ વિમલ ગિરિ સમ તારકં
દ્દર ભવિયા જે અભવિયાં સદા દષ્ટિ નિવારકં
એક ત્રીજે પચમે ભવ વરે શિવ દુખ વારકં
ઈહિ આશ ધારી શરણુ થારી આતમા હિત કારકં. (૩)

---

## ગિરનાર મંડન શ્રી નેમિનાથ ચૈત્યવંદન.

( તોટક છંદ. )

જયવંત મહંત નિરંજન છો,
ભવના દુખ દોહુગ ભંજન છો ॥
ભવિ નેત્ર વિકાસન અજન છો,
પ્રભુ કામ વિકાર વિગજન છો. ॥ ૧ ॥

જગનાથ અનાથ નાથ કરો,
મગ પાપ અમાપ સમૂલ હરો ॥
અરજી ઉર નેમિ જિણુંદ ધરો,
તુમ સેવક છું પ્રભુ ના વિસરો ॥ ૨ ॥

સુર અર્ચિત વાછિત દાયક છો,
સઉ સઘ તણા પ્રભુનાયક છો ॥
ગિરનાર તણા ગુણ ગાયક છો;
કલકુંસ તણી ગતિ લાયક છો. ॥ ૩ ॥

---

# બીજ તિથિ સ્તવન.

## દેશી બલિહારીની.

મંગલકારા, મંગલકારા, મંગલકારા,
મહાવીર મંગલકારા, બીજના તપનો મહિમા,
મહેરથી દાખીયેજી. એ આંકણી.
ઈણીપરે શિરનામી, પુછે ગોતમ સ્વામી,
ઇંદ્રભુતિ નામ અણગારા મહાવીર ॥ ૧ ॥
ગગને ગર્જાવી ગિરા, વચન વર્ષાવી નીરા,
કહે સ્વામી સૃષ્ટિ શણગારા મહાવીર ॥ ૨ ॥
દૂજે દુવિધ ધર્મ, આરાધી કાપે કર્મ,
સાધુ શ્રાવક ન્યારા ન્યારા. મહાવીર ॥ ૩ ॥
નિરયાવલીયા સૂત્રસાખે, બીજ તપ ફલ આખે,
બંધાય આયુષ્ય ઉદારા મહાવીર. ॥ ૪ ॥
મહા સુદિ બીજ દિને, કેવલ વાસુપૂજ્ય જિને,
તેમ [1]અભિનંદન જીન અવતારા. મહા. ॥ ૫ ॥
ફાગણશુદિ બીજ સારી, અર જીનવર અવધિ ધારી,
ચવીયા ચતુર ચમત્કારા. મહાવીર ॥ ૬ ॥
[2]માધવ વદિ બીજ આવે, શીતલજીન મોક્ષ જાવે,

---

૧ શ્રી અભિનંદન જીન જન્મ કલ્યાણક
૨ વૈશાખ વદિ બીજ ગુજરાતી ચૈત્ર વદિ ૨

શૈલેશી સમેતશિખર ધારા. મહાવીર. ॥ ૭ ॥
માતા મંગલા કુખે, શ્રાવણ શુદિ બીજ સુખે,
સુમતિ જીન ચવીયા જગહારા. મહાવીર. ॥ ૮ ॥
જીનવર જન્મે અજવાળુ, [1]પ્રાતે અંધારૂ કાલુ,
થાય સ્થિતિ અનુસારા. મહાવીર. ॥ ૯ ॥
તે કારણ શ્રમણ શ્રમણી, શ્રાવક ને શ્રાવક રમણી
આરાધી પામે ભવપારા મહાવીર ॥ ૧૦ ॥
આદિજીન મંડલ ગાવે, બીજનું સ્તવન ભાવે,
હેડે ધરી હર્ષ અપારા. મહાવીર ॥ ૧૧ ॥
બીજના ચંદ્ર જેવા, તપ ગુણ મુક્તાફલ મેવા,
પ્રતિદિન હંસ ચાહે ચારા. મહાવીર. ॥ ૧૨ ॥

---

## શ્રી સૌભાગ્ય પંચમી તપ સ્તવન.

સેવો સેવો સકલ સુખ કાજ. સુગુણ નર આજ
શ્રીમત્ વંત કલ્લોલ પાર્શ્વનાથ મહારાજ.
( એ લાવણીની ચાલ. )

પાલો પાલો પંચમી તપ પંચ વર્ષ પંચ માસ,
પંચ જ્ઞાન સહિત પંચમી ગતિ પામવા ખાસ. પા૦ ૧
પંચમી આરાધનથી પંચ જ્ઞાનની શુદ્ધિ,
પંચાચારે વલી થાય ધીરતા બુદ્ધિ પા૦ ૨

---

૨ મોક્ષે જાય ત્યારે.

વરદત્તાદિ વૃત્તાત ઘણા છે તાહિ,
સુણો ભવિષ્યદત્ત સંબધ તથાપિ ઉચ્છાહિ. પા૦ ૩
કુરૂ મડલમાં ગુરૂ શહેર હસ્તિનાપુર સાર,
થયા શાતિ કુથુ અર તીથકર ચક્ર ધાર. પા૦ ૪
તિહા ચંદ્ર પ્રભ તીર્થંકર તીર્થમા સારા,
શ્રેષ્ઠી ધનપતિ શેઠાણી કમલશ્રી પ્યારા. પા૦ ૫
સિંહ અને ભવિષ્ય ભાખી મુનિ સ્વપ્નથી સારો
થયો ભવિષ્યદત્ત સુત રાજાને પણ પ્યારો. પા૦ ૬
તસ બાધવ બંધુદત્ત નામે નઠારો,
રૂપવતી માતથી થયો કુલ કુઠારો. પા૦ ૭
સાથે બે બાંધવ દેશાંતર સધાવે,
વનમા વૃદ્ધ મૂકી લઘુ સસાથ પલાવે. પા૦ ૮
હવે ભવિષ્યદત્તનો ભવિષ્ય ઉપર આધાર;
સિંહાદિ ભયાનક વનમા ગણે નવકાર પા૦ ૯
ફરતા ફરતાં એક નગર નજરમા આવે,
ધન ધાન્યથી પૂર્ણ છતા કોઈ જન ન દિખાવે. પા૦૧૦
તે શુન્ય નગરમા ફરતા દેવળ દીઠુ,
શ્રી ચંદ્રપ્રભ જીન દર્શન લાગ્યુ મીઠું. પા૦ ૧૧
નમી પૂજી સ્તુતિ કરી બહાર જઈ સુતો,
બારમા દેવલોકે ધર્મ મિત્ર તસ હુતો. પા૦ ૧૨

તે યશોધર કેવલીને પૂછીને આવે,
શ્રી ચંદ્રપ્રભ જીન ચરણે શિશ નમાવે. પા૦ ૧૩
નિદ્રાનો છેદ ન થાય એમ વિચારી,
ભીંતે અક્ષર પંક્તિ લખી દીધી સારી. પા૦ ૧૪
તસ રક્ષા માણિભદ્ર યક્ષને ભલાવી,
સુર સ્વસ્થાને પહોચ્યો શુભ ભાવના ભાવી. પા૦ ૧૫
નિદ્રા છેદે અક્ષર પંક્તિ અનુસાર,
ગયો કનક મહેલમાં ભવિષ્યદત્ત કુમાર. પા૦ ૧૬
તે શુન્ય મહેલમાં કન્યા એકાકી જોઇ,
પૂછયું આ શહેરમાં કેમ ન દિસે કોઇ. પા૦ ૧૭
કન્યા કહે રાક્ષસે કરી નગરમાં મારી,
જીવતી રાખી ભવદત્ત તણી હું કુમારી. પા૦ ૧૮
તેટલામાં આવ્યો રાક્ષસ મહા વિકરાળ,
શ્રેષ્ટી સુત સામે થયો કાઢી કરવાલ. પા. ૧૯
અવધિજ્ઞાને મુજ ઉપગારી છે જાણી,
રાજ્ય આપી ભવિષ્યાનુરૂપા કરી તસ રાણી. પા૦ ૨૦
રાય રાણી તિલકદ્વિપમાં રાજ્ય કરે છે,
હંસપરે ચંદ્રપ્રભ ચરણ કમલમા ઠરે છે. પા૦ ૨૧

## " ઢાલ બીજી. "

આવો આવો જશોદાના કથ અમ વર આવોરે દેશી.

દેખો દેખો પંચમીનો પ્રભાવ, પ્રેમથી પ્રાણીરે,
જેથી પુત્ર વિયોગ પલાય થાય સુખ ખાણીરે,
માતા કમલશ્રી ચિંતવે એમ, પુત્ર ન આવ્યોરે,
બાર વર્ષ થયા કોઇ ક્ષેમ, પત્ર ન લાવ્યોરે. દેખો૦ ૧

રૂદતી સુદતી આક્રંદ, કરતી નિવારીરે,
શ્રુત દેવી સમા સુવ્રતા, સાધ્વીએ ઠારીરે;
કહે શેઠાણી પુત્ર વિયોગ, કહો કેમ જાવેરે,
ગુરૂણી કહે પચમીથી, સકલ સુખ થાવેરે દેખો૦ ૨

ચોથને દિન એકાસણું, કરી શિલ પાલોરે,
ઉપવાસે પ્રભુ પૂજી, પાચમ ઉજવાલોરે;
છઠને દિન દેઇ ગુરૂ દાન, એકાસણું કરીએરે,
મત્સર મૂકી ભવસાગર, પાર ઉતરીએરે. દેખો૦ ૩

ગુરૂ પંચમી તપ પચ વર્ષ, પચ માસ જાણુંરે,
પચ પક્ષે થાય વ્રત પુરૂ, શાસ્ત્રથી વખાણુંરે,
જો શક્તિ ન હોય તો ભક્તિ સહિત તપ કીજેરે,
લઘુપચમી વ્રત પચ માસ, કરી સુખ લીજેરે દેખો૦ ૪

સુવ્રતા વચનથી પંચમી. તપ સ્વીકાર્યોરે,
તસસાથે દેવગુરૂ વંદી, પ્રશ્ન ઉચ્ચાર્યોરે;

મમ પુત્ર પરદેશથી આવશે કે નહિ સ્વામીરે;
જ્ઞાનતણા તુમે ભંડાર, નથી કાંઈ ખામીરે. દેખો૦ ૫
મુનિ ભાખે પરદેશમાં, તારો પુત્ર છે રાજારે,
ઈહા અર્ધ રાજ્યને પામશે, પુણ્ય છે તાજા રે;
એવુ તત્ત્વજ્ઞાનીનું વચન, સુણીને ઉલ્લસતીરે,
દીનને નિત્ય દેતી દાન, સુખે તે વસતીરે. દેખો૦ ૬
એક દિન ભવિષ્યાનુરૂપા, કહે સુણો સ્વામીરે,
સંભલાવો નિજ વૃત્તાત, કહું શિર નામીરે,
તવ ભવિષ્યદત્તે કરી વાત પોતાની વીતીરે,
વિરહે પીડાતી માત, ઉપર થઈ પ્રીતિરે દેખો૦ ૭
જાય મલવા માતને, સમુદ્ર તટે રાણી સાથેરે;
સિંધુએ મોતીડે વધાવ્યો રંગ રૂપ હાથેરે,
બુરા બંધુદત્તનાં વહાણ, આવ્યાં બુરા હાલેરે,
ભીખારી વેષે આવતા બંધવને નિભાલેરે. દેખો૦ ૮
વસ્ત્રાભુષણાદિકથી, પોતા સમો કર્યો તેણેરે,
કહે રાણી ભરોસો ન કરીએ, દ્રોહ કર્યો જેણેરે;
તથાપિ વહાણમા બેઠો, સરલ તસ સંગેરે,
નામ મુદ્રા ઝાડ તળે ભુલી,ભામિની તે મંગેરે. દેખો૦૯
ગયો લેવા ભવિષ્યદત્ત, એકલડો તત્કાલરે,
વહાણ હંકારી દીધાં દુષ્ટે મુકી નહિ ચાલરે,
વળી ભવિષ્યદત્ત થયો, એકલડો નિરાધારરે;
રાણી રૂવે જુવે ને, ઘણા કરે પોકારરે. દેખો૦ ૧૦

ભાભી પાસે ભડવા પરે આવ્યો ભામટો ભલવારે,
સતી કહે નથી દેવર, સુવર સમો તું છે છલવારે,
આ વેલાએ વહાણુમા, થયો ઘણો ઉત્પાતરે,
વહાણુવટીઆ ખમાવે,સતીને થઈ સુખશાતરે દેખો૦૧૧
માણિભદ્ર વિમાને બેસાડી, ભવિષ્યને લાવેરે,
નિજ માતાના ચરણ કમલમાં, શિર નમાવેરે,
ભુપાલે સુમિત્રા પુત્રી, તિહાં પરણાવીરે,
અર્ધ રાજ્ય આપીને પ્રીતિ, પૂર્ણ જણાવીરે. દેખો૦૧૨
બંધુદત્ત બાંધી મંગાવી, ભવિષ્યા અપાવેરે,
વિયોગતણાં દુ:ખ, ધર્મ પસાયે ખપાવેરે,
રાજાએ બંધુદત્ત મારવા હુકમ કીધોરે,
પણ વૃધ્ધે રાજાનેમનાવી, છોડાવી દીધોરે. દેખો૦૧૩
તથાપિ રાજા તસ માત, સાથે નિકાલેરે,
નિજ દેશ થકી પરદેશ, અનીતિ ન ચાલેરે,
માતા કમલશ્રી વિઘ્ન, વિલય થયા એમ વિચારેરે,
પંચમી તપનો પ્રભાવ, પ્રેમે ઉચ્ચારેરે. દેખો૦ ૧૪
હવે ઉજમણે પાચ, ચૈત્ય નવા નીપજાવેરે,
પંચવર્ણી પ્રતિમા પાચ, તિહા પધરાવેરે,
ઇત્યાદિક બહુ વિસ્તાર, ઉજમણા કેરોરે,
કરી અનુમોદનાની સાથ, ટાલે ભવ ફેરોરે. દેખો૦૧૫
ભવિષ્યદત્ત ભલાવી, રાજ્ય પુત્રને મોટુ રે,
લીધી દીક્ષા જાણી સંસાર સુખ સવી ખોટું રે,

પહેલી પ્રિયા અને માત, સાથ પ્રવજ્યા પાલીરે,
દશમે સ્વર્ગે થયા દેવ, ત્રણે ભાગ્યશાલીરે. દે. ૧૬
ત્યાંથી ચવી માતાનો, જીવ થયો ચક્રવર્તીરે.
વસુંધર નામે ધરાપાલ ફોજ તસ ફરતીરે;
ભવિષ્યાનુરૂપાનો જીવ થયો તસ બેટોરે,
નંદિવર્ધન નામ કુમાર, જેવો વડટેટોરે. દે. ૧૭
શ્રી ભવિષ્યદત્તનો જીવ, થયો લઘુ ભ્રાતારે,
શ્રી વર્ધન નામે કુમાર, જીવોનો ત્રાતારે,
ચક્રવર્ત્તી અને બે, પુત્રોએ દિક્ષા પાલીરે,
કેવલી થઇ મોક્ષમા ગયા,જ્યા નિત્ય દિવાલીરે. દે. ૧૮
શ્રી વિજયાનંદ સૂરિ રાજ, થયા ભાગ્યશાલીરે,
જેનું વચન જગતમા, ગવાય ઘણું ટંકશાલીરે,
તસ પ્રથમ શિષ્ય, શ્રીલક્ષ્મીવિજય ગુરૂ મલીયારે,
કહે હંસ પસાયે તાસ, મનોરથ ફલીયારે. દે ૧૯
તેણે પંચમી તપનું સ્તવન, કર્યું શુભ ભાવેરે,
શ્રી આદિ જીન મંડલ અરજ કરીને કરાવેરે;
આ મંડલ સુંદર, શહેર વડોદરે રંગેરે,
કરે ભક્તિ પ્રભુની, સંગીતથી મન ચંગેરે. દે. ૨૦



# " શ્રી અષ્ટમી તપ સ્તવન. "

બલિહારી બલિહારી—એ દેશી.

## " ઢાલ પહેલી. "

રઢીયાલી રઢીયાલી રઢીયાલી,
જગનાથ લાગે વ્હાલી,
આઠમ તપ સેવા સેવકને સદાજી—એ આકણી.
રત્નશેખર મત્રી, મતિસાગર તત્રીં,
દેવ થયો અનશન પાલી. જગ૦ ॥ ૧ ॥
બ્રહ્મલોકથી આવે, સીમધર પાસે જાવે,
વાણી સુણે સુરસાલી. જગ૦ ॥ ૨ ॥
સર્વ સુખનુ મૂળ, કાઢે કર્મનુ શૂલ,
પર્વ તિથિ પુણ્ય પ્રણાલી જગ૦ ॥ ૩ ॥
સુરવર પુછે સ્વામી, છે કોઇ દ્રઢ નામી,
પર્વ પાલક ભાગ્યશાલી. જગ૦ ॥ ૪ ॥
પ્રભુ કહે તેમા સાખી, જેણે ન ખામી રાખી,
તે સુણી ચાલો શુભ ચાલી. જગ૦ ॥ ૫ ॥
રત્નશેખર રાજા, રાણી સંગાથે સાજા,
છલે ન દેવ કે કોઈ કાલી. જગ૦ ॥ ૬ ॥
સ્વસ્વામીનામ સુણી, આવ્યો સુર સામે ગુણી,
ફોજ ફેલાવી અતિ ફાલી. જગ૦ ॥ ૭ ॥

પોષાતી લોક નાઠા, રાજા તો રહ્યા કાઠા.
દેવ મલ્યો હાથ ઝાલી. જગ૦ ॥ ૮ ॥
ધન્ય ધન્ય મારા સ્વામી, પ્રભુ પ્રશંસા પામી,
એમ કહી ગયો ગેણા ઘાલી. જગ૦ ॥ ૯ ॥
પર્વ પલાવે પ્રેમે, દેશમાં કુશલ ક્ષેમે,
ઘોષણા જાય નહિ ખાલી. જગ૦ ॥ ૧૦ ॥
પૃથ્વી મંડિત કરી, જીન પ્રાસાદે ભરી,
[1]વચ્છલ કર્યું ગર્વ ગાલી. જગ૦ ॥ ૧૧ ॥
બાર વ્રત ધરી, બારમે સ્વર્ગે ઠરી,
હંસ રહ્યા તસ મ્હાલી. જગ૦ ॥ ૧૨ ॥

---

## ઢાલ બીજી.

"મુજે છોડ ચલા વણઝારા—એ ચાલ."

જીન કલ્યાણક શણગારી, આઠમ તિથિ લાગે સારી. એ [આંકણી.] રાણી રત્નવતી સતી ભાવે, આઠમ દિન પોષહ ઠાવેરે, તવ રત્નશેખર રૂપ ધારી. આ૦ ૧ માયાવી રાથ કહે રાણી, શું જુવે છે આંખો તાણીરે, રમવા આવ્યો પ્રાણ પ્યારી. આ૦ ૨

૧ સ્વધર્મી વાત્સલ્ય

તું કામરાય રાજધાની, મારૂં કહ્યુ તું લેને માનીરે; નહિ તો શોક લાવીશ ત્હારી. આ૦ ૩ ન ચલી ચતુરા તસ વયણે, કામ રાગ રતી નહિ નયણેરે; ઇશાને સુરી સુખકારી. આ૦ ૪ રત્નપુરમાં વળી અવતરશે, રાજ્યકુલમા જન્મને ધરશેરે, એ જણુ વરશે શિવનારી. આ૦ ૫ એમ આઠમ દિન જે પાલે, તેઅષ્ટ કર્મ નિજ બાલેરે, ટાલે દુનિયા નઠારી આ૦ ૬ ધનાઢય નામે શેઠ સારો, પણુ આઠમ વિરાધનારોરે, થયો અતર સુગતિ હારી. આ૦ ૭ કલ્યાણુક તિથિએ કહીયે, દશ જીનના એકાદશ લહીયેરે, ચવન જન્મ મોક્ષ અણુગારી. આ૦ ૮ આઠમ તપ સ્તવન કરવા, આદિ જીન મંડલ પાપ હરવારે. કરે વિનતિ વિનય વિચારી. આ૦ ૯ ઓગણીસેં બોતેર સાલે, દીવાલી પર્વ શુભ આલેરે, મન્દસોરમા રહી માસ ચારી. આ૦ ૧૦ શ્રી વિજયાનંદ સૂરિ રાજા, ગુરૂ લક્ષ્મીવિજય મહારાજારે. હતા જ્ઞાન દાન દાતારી. આ૦ ૧૧ તસ હંસ શ્રી તપ ગુણ ગાવે, પ્રતિદિન શ્રવાને ચહાવેરે, જગજીવન જીન આભારી. આ૦ ૧૨



## " શ્રી મૌન એકાદશી સ્તવન. "

રાગ જય જયવન્તા.

સુર ગણુ ઇંદ મધુર ધ્વનિ છંદા—એ ચાલ.

નેમીશ્વર કહે સુણો [1]ગોવિંદા, મૌન એકાદશી મહિમા અમંદા, દોઢસો કલ્યાણુક નેવું જીનનાં, જાપ જપી કાપો કર્મના કંદા. નેમી૦ ૧ એકાદશી દિન મૌન ધરી કરો, પાપ ઔષધ સમ પોષધ ઉંદા, પારણે ઉત્તર પારણે કરવું, એકાસણું હરવા ભવ ફંદા. નેમી૦ ૨ પોષહ પાળી દેવ જુહારી, ફુલ ઢોવો ફુલ લેવા અમંદા; જ્ઞાન પૂજન સાધુ સવિભાગ કરો, જેથી મટે ભવ અટવી અટંદા. નેમી૦ ૩ અગીઆર વર્ષે પૂર્ણ કરી વ્રત, બાર વ્રત બાર અંગ સુહંદા; તેહની ભાવના કારણુ બારમે, વર્ષે ઉજમણું કરો તુમે બંદા. નેમી૦ ૪ અગીયાર અંગાદિ શાસ્ત્ર દખાવી, વાત્સલ્ય કરો સાધર્મિક વૃંદા, હંસ પરે જીન વાણી દૂધ પી, કૃષ્ણુ કહે ધન્ય ધન્ય જીન ચંદા. નેમી૦ ૫ આદિ જીન મંડલ અખંડલની પરે, ભક્તિ શક્તિ અનુસાર કરંદા; શહેર વડે દરામાં સંગીત સહ, પ્રભુ ગુણ ગણ ગાઈ કરે છે આનંદા. નેમી૦ ૬



---

[1] શ્રી કૃષ્ણ.

# " શ્રી રોહીણી તપ સ્તવન. "

### " રાગ જોગીયા. "

કર્મ કલંક હઠોરી નાથ જીન જજ કે—યહ ચાલ. શ્રી રોહિણી તપ ગાયારે, પદ્મપ્રભ સ્વામી. [આકણી] સાત વર્ષ સાત માસ કરણુસેં, પ્રત્યક્ષ ફલ ફરમાયારે. પદ્મ૦ ૧ સિંહસેન નૃપ નિર્નામક સુત, અતિ દુર્ગંધિત કાયારે. પદ્મ૦ ૨ જીન વંદન કરી નિજ ભવ પુછે, સ્વામીને સો દીખલાયારે. પદ્મ૦ ૩ તું શિકારી[1] પૂર્વે હિંસક થા, અગ્નિસેં મુનિકો સતાયારે. પદ્મ૦ ૪ તાપ સહન કર પાપ ક્ષય કર, મુનિ મુક્તિમેં સમાયારે. પદ્મ૦ ૫ કુષ્ટી હોકે સાતમી[2] નરકે ગયા, ઘુવડ [3]પહેલી નરક[4] ઠાયારે. પદ્મ૦ ૬ સર્પ [5]પંચમ નરકે નારક[6] સિંહ[7], ચોથી નરક[8] દુઃખ પાયારે. પદ્મ૦ ૭ ચિત્તા[9] બિલાડા[10] દુજી [11]નરક જા, ઘુક પક્ષી[12] ફેર થાયારે. પદ્મ૦ ૮ પ્રથમ નરકમેં નારક[13] હોકે, ગોપાલકે [14] ભવ આયારે પદ્મ૦ ૯ દવદગ્ધ ગોવાલીયેકો શ્રાવકને, શ્રી નવકાર સુણાયારે. પદ્મ૦ ૧૦ નરપતિ નંદન[15] હુવા પૂર્વલા, પાપસેં અંગ બંધાયારે, પદ્મ૦ ૧૧ છઠ્ઠા પ્રભુકા વચન અમૃતસેં, જાતિસ્મરણ નિપ-

જાયા રે. પદ્મ૦ ૧૨ કુમર કહે તારો તારો દયાનિધિ, પદ્મપ્રભ જિનરાયારે. પદ્મ૦ ૧૩ સ્વામી વચનસેં રોહિણી તપ તપી, સુગંધ શરીર બનાયારે. પદ્મ૦ ૧૪ સુગંધ કુમાર નામ તસ જગમેં, તપ ગુણ સાથ ગવાયારે. પદ્મ૦ ૧૫ રાજ્ય પાલકે સ્વર્ગ[૧૬] ગમન કરી, મહાવિદેહ સોહાયારે પદ્મ૦ ૧૬ અર્કકીર્તિ ચક્રવર્તી[૧૭] હો કર, સંયમસેં કર્મ હાયારે. પદ્મ૦ ૧૭ ઇંદ્ર હોકે[૧૮] બારમેં દેવલોકે, પાયા અજબ દેહ છાયારે. પદ્મ૦ ૧૮ અશોકચન્દ્ર ભૂપાલ[૧૯] હોકે ફીર, રોહિણી સાથ વિવાહારે. પદ્મ૦ ૧૯ રાજ્યઋદ્ધિ ત્યજી દીક્ષા લીની, છકાયકો સુખદાયા રે. પદ્મ૦ ૨૦ પરમપૂજ્ય વાસુપુજ્ય તીર્થમેં, ભવોદધિ પાર લંઘાયારે. પદ્મ૦ ૨૧ તપ તપી કેવલ પાકે દોનું. સિદ્ધા સિદ્ધિ સધાયારે. પદ્મ૦ ૨૨ વિજયાનંદસૂરિકે પ્રથમ શિષ્ય, લક્ષ્મી-વિજયજી લિખાયારે. પદ્મ૦ ૨૩ તાસ હંસને તપ ગુણ ગાકે, પાપ પુંજકો હઠાયારે. પદ્મ૦ ૨૪ આદિજિનમંડલકે મન તપ એ, અમૃતકે સમ ભાયારે. પદ્મ૦ ૨૫

---

## શ્રી વીશસ્થાનક તપ સ્તવન.

આખવિના અધારૂંરે (અથવા) પંખી વિના કોણ મ્હાલેરે, ૬
પાંજરીયામા, પંખી વિના કોણ મ્હાલેરે–એ દેશી.

તીર્થપતિ પદ આલેરે, વીશ સ્થાનક તપ, તીર્થપતિ પદ આલે–આં૦ એક એક પદ પ્યારૂં, તે પણ સુખ કરનારૂં, પહોંચાડે ભવોદધિ પાલેરે. વિશ૦ ॥ ૧ ॥ [૧]અરિહંત પદ આરાધિ, દેવ પાલ તે પદ સાધી, પડે ન ભવ જંજાલેરે. વિશ૦ ॥ ૨ ॥ શ્રી [૨]સિદ્ધપદ આરાધે, તે તો સિદ્ધિને સાધે, મુક્તિ નહિરીચે જઈ મ્હાલેરે. વિશ૦ ॥ ૩ ॥ [૩]પ્રવચન પૂજે ભાવે, જેમાં ત્રિપદી સમાવે, તેહ કર્મ નિજ બાલેરે. વિશ૦ ॥ ૪ ॥ સૂરિ અનુયોગ [૪]કારા, [૫]સ્થવીર છે સ્થિર કરનારા, ઉપાધી [૬]ઉપાધ્યાય ટાલેરે. વિશ૦ ॥૫॥ [૭]સાધુ સંયમ સાધે, [૮]જ્ઞાનતો તિમિર બાધે, [૯]દર્શન દુર્ગતિ દુર વાલેરે. વિશ૦ ॥ ૬ ॥ [૧૦]વિનય વિદ્યાનું મુલ, [૧૧]ચારિત્ર ભવસાગરપુલ, [૧૨]બ્રહ્મથી બ્રહ્મજ્ઞાન ફાલેરે. વિશ૦ ॥૭॥ [૧૩]ક્રિયાપદ કલેશ ટાલે, [૧૪]તપપદ પાપ પ્રજાલે, [૧૫]દાન દારિદ્ર દવ બાલેરે. વિશ૦ ॥ ૮ ॥ જિન આદિ દશ પદ સાર, [૧૬]વૈયાવચ્ચ તેનું કરનાર મુક્તિવધૂ સુખ ભાલેરે. વિશ૦ ॥ ૯ ॥ [૧૭]સંઘ

સમાધી સેવી, મુક્તિ વધુટિ લેવી, [૧૮]આ ભનવ જ્ઞાન ભણે કાળેરે. વિશ૦ ॥૧૦॥ [૧૯]શ્રુત સ્વપર પ્રકાશે, [૨૦]તીર્થ તારક ભાસે, થાવર જંગમ જુવો હાલેરે. વિશ૦ ॥૧૧॥ ગુણ સમાનસારા, ક્ષમા શ્રમણ જ્યારાં, સ્વસ્તિક બનાવે શુભ શાલેરે. વિશ૦ ॥૧૨॥ લોગસ્સ કાઉસગ્ગ કરે, તે કેવલ કમલા વરે, મુક્તિ વરમાળ તસ ઘાલેરે. વિશ૦ ॥૧૩॥ આદિજિનમંડલ ગાવે, શહેર વડોદરે ભાવે, સ્તવન રાગ રસાલેરે. વિશ૦ ॥૧૪॥ જે જન એ તપ કરશે, તીર્થંકરપદ તે વરશે, હંસ સમાન શુભ ચાલેરે. વિશ૦ ॥૧૫॥

## ॥ શ્રી અક્ષય નિધિ તપ સ્તવન ॥

॥ શ્રી નેમિનાથ સાંવરિયા—એ ચાલ ॥

અક્ષય નિધિ તપ કરીએ, અખુટ ભંડારને ભરીએરે ॥ ॥ અક્ષય૦ ॥ એ આંકણી. ॥ દેવાધિદેવ આગળ શુભ લાવી, ધૂપિત ઘટ પધરાવી કલ્પસૂત્રને પણ તિહા ઠાવી ॥ અખુટ૦ ॥૧॥ શ્રાવણ કૃષ્ણ[૧] ચોથે માંડીજે, એકાસણા નિત્ય કીજે* સંવ-ત્સરી ઉપવાસ લીજે ॥ અખુટ૦ ॥૨॥ પ્રદક્ષિણા

* પંદર દિવસ એકાસણા કરવા.

પ્રભુને ત્રણ દેવો, અક્ષત અંજલી લેવો, પ્રતિદિન ઘટમા તે ઠેવો ॥ અખુટ૦ ॥૩॥ શ્રુત દેવતા આરાધન આરૂ, કાઉસગ્ગ કરો થીર કારૂ, સ્વસ્તિક એકાવન વારૂ ॥ અખુટ૦॥૪॥ નમો નાણસ્સ જપની જપમાલા, જપીએ જૈન જન વ્હાલા પ્રતિ દિન વીશ વીશ રસાલા ॥ અખુટ૦ ॥૫॥ પડિકમણું ઉજમણુ કરવુ, વરઘોડાથી ઠરવુ, ઘટ લેઈ નગરમા ફરવુ, ॥ અખુટ૦ ૬ ॥ પ્રવચનસારોદ્ધારમા પાયા, અક્ષય નિધિ ફરમાયા, આદિ જીન મંડળે તપ ગાયા ॥અખુટ૦॥૭॥ હંસ કહે એ તપ જે કરશે, એક *એ ત્રણ ચાર વરસે, તે ઘટ પરે ભવોદધિ તરસે ॥ અખુટ૦ ॥૮॥

## ઝાંઝમેર મંડણ શ્રી પાર્શ્વજીન સ્તવન.

( ચાલો ચાલો કેસરીઆજી જઇએ ) ॥ એ દેશી ॥

આવો આવો ઝાંઝમેર જઇએ, પાર્શ્વનાથ પૂજી ગુણ ગાઇએરે. આવો૦[આંકણી]પૂજા પાપ પુંજ હરનારી, દિયે દુર્ગતિને દુર વારીરે ॥ આવો૦ ॥૧॥ આપદાઓ કરે એ ન્યારી, પુણ્ય પુંજનો સંચય-

૧ પંદર દિવસ સુધી એટાસણા કરવા
* જઘન્ય ૧ વર્ષે ઉત્કૃષ્ટો ૪ વર્ષે તપ પુર્ણ.

કારીરે ॥ આવો૦ ॥ ૨ ॥ આપે લક્ષ્મી અતિ વિસ્તારી, નિરોગી કાયા કરે સારીરે ॥૩॥ આવો૦ ॥૩॥ સૌભાગ્ય સુંદરતા ધારી, છે મોક્ષ નગરની બારીરે ॥ આવો૦ ॥ ૪ ॥ ધર્મ કલ્પવૃક્ષની ક્યારી, તેને સીંચન કરવા ઝારીરે ॥ આવો૦ ॥ ૫ ॥ સંસાર સમુદ્રથી તારી, અગન બોટ પર લે ઉગારીરે ॥ આવો૦ ॥ ૬ ॥ ઓગણીસેં છોતેર સાલ સારી, પોષ સુદી તેરસ તીથી પ્યારીરે. ॥ આવો૦ ॥ ૭ ॥ તલાજાથી સંઘ સહચારી, કહે હંસ પૂજાની બલીહારી રે. ॥ આવો૦ ॥૮॥

---

## ॥ દાઠામંડણ શ્રી શાંતિનાથ સ્તવન. ॥

---

મારે મોના સરીખો સૂરજ ઉગીઓ ) ॥ એ દેશી ॥

દર્શન દાઠામાં શાંતિનાથનાં કર્યા, ઠર્યા નેત્ર અમારાં અપાર ॥ દર્શ૦ ॥ આંકણી॥ મુખ શોભે શશી સમ સુંદરૂં, સુખ ઉપજે છે દેખી દેદાર ॥ દર્શ૦ ॥ ૧ ॥ ઉત્તમ સત્વથી અલંકૃત દેહ છે, સત્તમ સમાધિના ધરનાર. ॥ દર્શ૦ ॥ ૨ ॥ શાંતિકારક જગમાં શિરોમણી, કાંતિ કમનીય છે સુખકાર ॥ દર્શ૦ ॥ ૩ ॥ ભવીજન જગત દેશ

તજીને થયા, છત્રી છંડી સોનાની અણુગાર ॥ દર્શ૦ ॥ ૪ ॥ બત્રીસ હજાર રાજહંસ સેવતા, તો પણ તરી ઉતર્યા ભવપાર ॥ દર્શ૦ ॥ ૫ ॥

## ॥ મહુવા મંડણ મહાવીર જીનસ્તવન. ॥

રાગ કાનડો

( પૂજન વિમલ જીનેશ્વર કીજે ) ॥ એ દેશી ॥

ભક્તિ મહાવીર સ્વામીની કરીએ. એ આંકણી. મહુવામાં મહાવીર જીન મૂર્ત્તિ, દેખીને દિલ ઠરીએ ॥ ભક્તિ૦ ॥ ૧ ॥ સંપ્રતિરાય સુજાણે કરાવી, દર્શનથી દુખ હરીએ ॥ ભક્તિ૦ ॥ ૨ ॥ દેવલ ઉપર ચોમુખજીની, પ્રદક્ષણા નિત્ય ફરીએ ॥ ભક્તિ૦ ॥ ૩ ॥ બીજી દેરીમાં પ્રાચીન પ્રતિમા, પટ્ટ આદિ મૂર્ત્તિ અનુસરીએ ॥ ભક્તિ ॥૪॥ હંસપરે હીરવિજય સૂરીશ્વર, મૂર્ત્તિ નમી ભવ તરીએ ॥ ભક્તિ૦ ॥ ૫ ॥

## શ્રી અજારા પાર્શ્વનાથ સ્તવન.

(કફનીએ કેર મચાવ્યો રાજ કફની)॥ એ દેશી. ॥

પ્રતિમાની બલિહારી મહારાજ, પ્રતિમાની

શ્રી અજારા પાર્શ્વ તુમારી મહારાજ ॥ પ્રતિમાની. ॥એ ટેક.॥ ઉના નગર જીહાં હીરસૂરીશ્વર, પાદુકા પવિત્ર બિરાજે, તસ નિકટે અજારા ગામમાં, દેવલ ગગનમાં ગાજે, ॥ મ૦ ॥ પ્ર૦ ॥ ૧ ॥ ચૌદ વાર ઉદ્ધાર થયો તસ, સિલાલેખથી જાણું, તેમા સંવત *હજાર ચૌદનો, ઘંટ પુરાણો વખાણું, ॥ મ૦ ॥ પ્ર૦ ॥ ૨ ॥ તે દેવલમા મૂર્ત્તિ અનોપમ, અતિશય તાસ અપાર, જશ તેહનો બ્રહ્માંડ સકલમાં, વિસ્તરીયો છે શ્રીકાર. ॥ મ૦ ॥ પ્ર૦ ॥ ૩ ॥ ક્યાથી મૂર્ત્તિ આવી તિહાં પર, કોણ તેને લઈ આવ્યું; કોણે નજર નિપાવ્યું સુંદર, દેવલ કોણે બનાવ્યું. ॥મ૦॥ પ્ર૦ ॥૪॥ તે કહુ છું હવે રામ લક્ષ્મણના, પૂર્વજ થયા અજયરાજા, એ૦સો સાત રોગે પીડાણા, પણ દિલડામાં તાજા ॥ મ૦ ॥ પ્ર૦ ॥ ૫ ॥ સેંકડો રાજાને જીતીને, શ્રી સિદ્ધાચલ આયા; યુગાદિ દેવને નમન કરીને, દીવ બંદરમા ઠાયા ॥ મ૦ ॥ પ્ર૦ ॥ ૬ ॥ સાંયાત્રિક વાણીયાયે ભાવી, પાર્શ્વનાથનીસારી; પ્રતિમા આપી અપૂરવ તેહને, રોગ સકલ ક્ષયકારી. ॥ મ૦ ॥ પ્ર૦ ॥૭॥ પદ્માવતીયે કહ્યું હતું તસ, આકાશ વાણી સુણાવી; દરિયામાંથી

* ૧૦૧૪

પ્રતિમા કઢાવી, આપજે દીવમાં આવી. ॥ મળા પ્ર૦ ॥ ૮ ॥ ધરણેંદ્રે લાખવર્ષ પૂજી છે, છસેં વર્ષ કુબેરે; સાત લાખ વર્ષો સુધી સેવી, વરૂણ દેવે સવેરે. ॥ મ૦ ॥ પ્ર૦ ॥ ૯ ॥ હવે અજય-રાજાના ભાગ્યથી, પ્રતિમા અહીંયા તે આવી; એ પરમાણે વહાણવટીયાએ, કરી વાત થઈ ચાવી ॥મ૦॥ પ્ર૦ ॥૧૦॥ પારસમણિ સમ પાર્શ્વનાથનાં, દર્શનથી અતિ ચારૂ; લોખંડ સમ હતું તે સોના સમ, રાજાનું અંગ થયું સારૂં. ॥ મ૦ ॥પ્ર૦॥ ૧૧ ॥ શેઠને સરપાવ આપી રાજાએ, અજયપુર વસાવ્યું; કેરે કરાવી ગામ દશ આપી, રાજાએ પાપ નસાવ્યું. ॥ મ૦ ॥ પ્ર૦ ॥ ૧૨ ॥ પાર્શ્વ પ્રભુ પધારાવી ત્રિકાલે, પૂજા કરવા લાગ્યો; શ્રી સિદ્ધાચલ યાત્રા કરીને વ્રત આરાધવા જાગ્યો. ॥ મ૦ ॥ પ્ર૦ ॥ ૧૩ ॥ સ્વર્ગ ગમન કર્યું તેને વર્ષો, આઠ લાખ થયા પ્રાય; તેહને પ્રથમ સંખ્યાશું ગણતાં, સોલ લાખ થઇ જાય. ॥ મ૦ ॥ પ્ર૦ ॥ ૧૪ ॥ સોલ લાખ વર્ષો પહેલાંની, પ્રતિમા એહ છે સારી; પૂજસે તે નર હંસ તણી પરે; ઉતરશે ભવપારી. ॥ મ૦ ॥ પ્ર૦ ॥ ૧૫ ॥



## ॥ પ્રભાસ મંડણ શ્રી ચંદ્રપ્રભજિન સ્તવન ॥

---

નાથ ગિરનાર કે પૂજોરે—॥ યહ ચાલ. ॥

પ્રભુ પ્રભાસમેં પ્રણમોરે, ચંદ્રપ્રભ પ્રભુ જગતકે વિભુ ॥ પ્રભુ પ્રભાસ૦ [ આંકણી૦ ]

બ્રહ્મેંદ્રે આણી નદી આણી, સરસ્વતી નામ કહાવેરે; પૃથ્વીતલ પાવન કરતે વહાં, જીનપતિ આવેરે. ॥ ચંદ્ર૦ ॥ જગત૦ પ્રભુ૦ ॥૧॥ સમવસરણ દેવોને બનાયા, *ચંદ્રપ્રભા પ્રભુ આયારે, દેશના અમૃત પાનસેં સુંદર, સંયમ પાયારે. ॥ ચંદ્ર૦ ॥ જગત૦ પ્રભુ૦ ॥૨॥ દરિયાકી ભર્તી કે સ્થાન પર, સ્વામીને કાઉસગ કીનારે, જલ સ્થાને દરિયા કે દેવને, સ્થલ કર દીનારે ॥ ચંદ્ર૦ ॥ જગત૦ પ્રભુ૦ ॥૩॥ ધરણેંદ્રને વહાં ચૈત્ય બનાકે, ચંદ્રકાંત બિંબ ઠાયારે; વહા આકે મુનિ ચંદ્રશેખરને, ધર્મ સુણાયારે, ॥ ચંદ્ર૦ ॥ જગત૦ પ્રભુ૦ ॥૪॥ ભરતચક્રી સંઘપતિકે સાથે, ચંદ્રકીર્ત્તિ વહાં આયારે, ચંદ્રપ્રભા નગરીકો વસાકે, પ્રભુ પધરાયારે. ॥ચંદ્ર૦॥ જગત૦ પ્રભુ૦ ॥ ૫ ॥ પાંચસો રાજા યુક્ત મુનિસુત, ચંદ્રયશાને જાકેરે, દેશના સુણી દેવલ બનવાયા, શીર

---

* રાજા.

ઝુકાવેરે. ॥ચંદ્ર૦॥ જગત૦ પ્રભુ૦ ॥૬॥ ચંદ્રપ્રભ પ્રભુકી ચંદ્રકાંતકી, મૂર્ત્તિ બહુ દુ ખ ચુરતીરે, પધરાવે પ્રતિષ્ઠા વિધિ કરકે, વાછિત પુરતીરે ॥ચંદ્ર૦॥ જગત૦ પ્રભુ૦ ॥૭॥ પિતાકી મણિમય મૂર્ત્તિ શિર, ચંદ્ર લાછન બનાવેરે, યથાર્થ નામ ધારી ચદ્ર શેખર, સન્મુખ ઠાવેરે ॥ચદ્ર૦॥ જગત૦ પ્રભુ૦ ॥૮॥ વર્તમાન પ્રાસાદ કે અંદર, જિર્ણોદ્ધાર કરાવેરે, રાજહંસ સમ સો સંસાર, સમુદ્ર તર જાવેરે. ॥ચંદ્ર૦॥ જગત૦ પ્રભુ૦ ॥૯॥

## ॥ શ્રી વેરાવળ મંડન ચિંતામણી પાર્શ્વનાથ સ્તવન ॥

જીન પૂજ પૂજ સુખ પાયેજાન ॥ યહ ચાલ ॥

પ્રભુ દેખ દેખ ચિતામણીપાસ, વેરાવળમે હોવત ઉલ્લાસ, પ્રભુ દેખ દેખ૦ ॥ આકણી ॥

ચ્યવન કલ્યાણકકે દિન આઇ, માત પ્રાસ સુપન ચૌદ આઇ, કરત જાત હરિ કર્મ નાશ ॥પ્રભુ૦ ૧॥ અશ્વસેન કુલ કમલમેં આયે, રાજહંસ સમ જન્મકો પાયે, હોત શાત અરૂ પ્રકાશ ॥ પ્રભુ૦ ૨ ॥ તપશ્ચરણ ઉપસર્ગ સહનકર, ઘાતિકર્મ ક્ષયકરકો

મરિહર, હોવત તાસ કેવલ ઉજાસ ॥ પ્રભુ૦ ૩ ॥
દેશના પ્રવર દિની સુખદાઈ, અઘાતિ કર્મકો દિયે
ખપાઇ, કીયા મોક્ષ નગરમે નિવાસ ॥ પ્રભુ૦૪॥
જો પ્રભુકે શુભ ગુણ ગાવે, સો સંસાર સાગર તર
જાવે, હંસ પરે ભવ્ય પ્રાણી ખાસ ॥ પ્રભુ૦ ૫ ॥

---

## ॥ આદ્રિ ગામ મંડન શ્રી સુપાર્શ્વનાથ સ્તવન ॥

હોઈ આનંદ બહારરે પ્રભુ બેઠે મગનમે ॥ યહ ચાલ ॥

સેવો સુપાર્શ્વ જિણુંદરે, ગામ આદ્રિના દેહરે ॥ એ અંચલી ॥ સ્વસ્તિક લંછન ધાર પ્રભુ છે, સ્વસ્તિના કરનારરે ॥ ગામ આદ્રિ૦ ૧ ॥ તરૂણી તજી કરૂણા તરૂણીનો, કરનારા સ્વીકારરે ॥ ગામ આદ્રિ૦ ૨ ॥ શાંત વદન શશિ સમ શોભે છે, નથી વિકાર લગારરે ॥ ગામ અદ્રિ૦ ૩ ॥ સંઘ ગગનમાં મેઘ તણી પરે, ગર્જારવ કરી સારરે ॥ ॥ ગામ આદ્રિ૦ ૪ ॥ વાણી રૂપી પાણી વરસાવ્યું, જીવન પ્રાણ આધારરે ॥ ગામ આદ્રિ૦ ૫ ॥ જે સેવા કરશે તે તરસે, હંસ પરે તરનારરે ॥ ગામ આદ્રિ૦ ૬ ॥

---

## ॥ માંગરોળ મંડન શ્રી સુપાર્શ્વનાથ તથા પાર્શ્વજીન સ્તવન ॥

દેખોરે મુનીંદા પ્યારા ॥ ૨ ॥ એ ચાલ ॥

પૂજોરે પરમેશ્વર પ્યારા, ૨. પાર્શ્વસુપાર્શ્વ જીણંદ ॥ પૂજોરે૦॥ આકણી॥ માગરોળ બંદર બે મંદિરમાં, મૂર્ત્તિ રૂપે દે આનંદ ॥ પૂજોરે૦ ૧ ॥ સાતમાને તેવીસમા જીનવર, કાશીમાં થયા જીનચંદ ॥ પૂજોરે૦ ૨ ॥ કલ્યાણુક ચાર ચારના ધારક, બનારશીમા મુણીંદ ॥ પૂજોરે૦ ૩ ॥ બાર માસ બનારસમાં દીધું, દાન ઉગમતે દિણંદ ॥ પૂજોરે૦ ૪ ॥ સમેત શિખર પર સિદ્ધિ સધાયે, કાપી કર્મના ફંદ ॥ પૂજોરે૦ ૫ ॥ પૂજન કારક પ્રાણીયો પોતે, ટાલે ભવ ભય ફંદ ॥ પૂજોરે૦ ૬ ॥ હંસ પરે પ્રભુ ચરણુ કમલને, પામે ગુણુ મકરંદ ॥ પૂજોરે૦ ૭ ॥



## શ્રી ગિરનાર મંડણુ નેમિનાથ સ્તવન.

પૂનમ ચાંદની આજે ખીલી રહીરે. ॥ એ ચાલ. ॥

નમીયે નેહથી આજે નેમિનાથનેરે, સજ્જન સમજી નમસ્કાર તણું ફલ સાર જઈને ગરનાર ગિરિપર તેડી સઉ સાથનેરે [ આકણી ]

નાક નાથ નેમિનાથને, વંદન કરવા કાજ, ગગન માર્ગથી આવીયા, બેસીને ગજરાજ. ગજપદ કુંડ કર્યો ગજ પગથી કાઢી પાથનેરે. નમીયે ॥ ૧ ॥ સરસ્વતી રસવતી નહીં, નહીં ગંગા રગ ય, સાકર પણ કાકર સમી, તસ જલ આગે થાય. સુરપતિ સ્નાત્ર કરે એવા જલથી ગાઈગાથનેરે. નમીયે. ॥૨॥ શિવા દેવી સુત નેમજી, દયા તણા ભંડાર, સહજ આત્મ તેજે કરી, શોભે અપરપાર કાઢે તમો મય ઉદ્વિગ્નનેં ભીડી બાથનેરે. નમીયે. ॥૩॥ ધ્યાન ધ્વંસ કરે નાથનું, કર્મ રોગ તત્કાલ. અનાહુત નાદે કરી, ન હોય વાંકો વાલ. તે કારણ યોગી કદી ન પીયે કવાથનેરે. નમીયે. ॥૪॥ સંસાર સાગરમાંહી છે, મોહાવર્ત મહાન; સંસરી સારી તિહાં, ડુબી રહી છે જહાન. તારે હંસપરે પ્રભુ તરતજ પકડી હાથનેરે. નમીયે. ॥ ૫ ॥

## રાજકોટ મંડન શ્રી સુપાર્શ્વનાથ સ્તવન.

માલણ ગુંથી લાવ્ય ગુણીયલ ગજરો ॥ એ દેશી ॥

પૂજા શ્રી સુપાર્શ્વનાથની કરીએ, રાજકોટના દેરામા ઠરીએ. ॥પૂજા૦॥ એ આંકણી ॥ શુદ્ધ જલથી

ભરી ભૃંગાર, પ્રભુ ન્હવણ કરીએ નિરધાર, પાપ પંક પખાલણહાર. ॥ પૂજા૦ ॥ ૧ ॥ ઉજલાં અંગલૂહણા કરીએ, અંગથી જલબિંદુને હરીએ, પણ ભક્તિ રસ અનુસરીએ ॥ પૂજા૦ ॥ ૨ ॥ ચંદન કેસર શુભ લીજે, નવ અંગે તિલક કરીજે, નિજવંશ તિલક સમો કીજે ॥ પૂજા૦ ॥ ૩ ॥ ફૂલમાલ વિશાલજ કરીએ, પ્રભુ કંઠે પ્રેમથી ધરીએ, ગુણ માલ ઈણી પરે વરીએ, ॥ પૂજા૦ ॥ ૪ ॥ કાલાગુરૂ કસ્તુરી મીલાવો, પ્રભુ આગળ ધૂપ ધુપાવો, નિજ કીર્તિ સુવાસ ઉડાવો, ॥ પજા૦ ॥ ૫ ॥ દીપતા દીપકને દીપાવો, પ્રભુ આગળ યત્નથી ઠાવો, જ્ઞાન દીપ હૃદય પ્રગટાવો, ॥ પૂજા૦ ॥ ૬ ॥ અખંડ અક્ષત પુંજ શોભાવો, સુંદર સ્વસ્તીકને બનાવો, પુણ્ય ખેતી ઈણીપરે વાવો, પૂજા૦ ॥ ૭ ॥ તાજા નૈવેદ્યને નિત્ય ધરીએ, નિજ સમકિતને શુદ્ધ કરીએ, અણાહારીપદ એમ વરીએ, ॥ પૂજા૦ ॥ ૮ ॥ સ્વાદિષ્ટ ફળને ચઢાવો, મુક્તિ મુક્તાફળ પાવો, નિજ હંસને એહ ચુગાવો, ॥ પૂજા૦ ॥ ૯ ॥



## ॥ વાંકાનેર મંડન શ્રી અજિતનાથ ચંદ્રપ્રભ જિન સ્તવન ॥

પૂજન કરત તીરથરાજ આણુકે સુમતિયા, ॥ ચાલ ॥

અજીતનાથકે સાથ શ્રી ચંદ્ર—પ્રભુ કરો નતિયા ( એ આકણી ) કાઠીઆવાડ વાંકાનેર જાય, દોનું દેવલમાં દિલ ઠરાય, પ્રેમસે પ્રભુ પ્રતિમા પજાય, કટે કર્મ કતિયા, ॥ અજીત૦ ॥ ૧ ॥ દેવ દેવલમેં દિલ લોભાય, જીવ જતનસેં ગમન થાય, વિધિ વિધાનસેં દેવ વદાય, શુદ્ધ હોવે મતિયા, ॥ અજીત૦ ॥ ૨ ॥ અનાથ કે પ્રભુ નાથ કહાય, સુદર શિવ સુખ કરે પસાય, હસ કહે પ્રભુ ગુણ ગવાય, મીટે ચઉગતિયા, ॥ અજી૦ ॥ ૩ ॥

## ॥ કોંઢગામ મંડન શ્રીપાર્શ્વનાથ જીન સ્તવન ॥

હોઇ આનંદ બહારે પ્રભુ બેઠે મગનમે ॥ યહ ચાલ ॥

પારસનાથનાં કોઢમાં નિત્ય દર્શન કરીએ, દર્શન કરીએ પાપને હરીએ, પાર્શ્વ૦ ॥ એ આકણી ॥ અશ્વ-સેન કુલ કમલ દિવાકર, વામા માત મલ્હાર રે ॥ નિત્ય૦ ॥ ૧ ॥ ઇન્દ્ર ચંદ્ર નાગેંદ્રથી પૂજિત, નય

પ્રમાણુ કથનાર રે ॥ નિત્ય૦ ॥ ૨ ॥ ભૂત ભાવ-ષ્યાદિ ભાવ પ્રરૂપક, જિન શાસન શણગાર રે ॥ નિત્ય૦ ॥ ૩ ॥ જે દર્શન કરશે તે તરસે, હંસપરે સંસારરે. ॥ નિત્ય૦ ॥ ૪ ॥

---

## હલવદ મંડન શ્રી વાસુપૂજ્ય જીન સ્તવન.

---

કેશરીયા થાશું, પ્રીત કરીરે સાચા ભાવશું ॥એ દેશી॥

હલવદમાં પૂજો, પ્રેમે પ્રભુ શ્રી વાસુપૂજ્યજી ॥આંકણી॥ નિત્યાનંદી નિર્વિકારી, નિરામય ભગવાન, અનંત સુખ ભોગીનું ધરવું, સદા હૃદયમાં ધ્યાન રે, ॥ હલવદ૦ ॥ ૧ ॥ જ્ઞાનરૂપ અમૃત વર્ષાવે, પયોધર પરે દેવ, વિવેક અંજલીથી પીને કરો, પ્રતિદિન પ્રભુની સેવરે ॥હલવદ૦ ॥ ૨ ॥ શુદ્ધ ચેતના પ્રગટા-વાને, ઉત્તમ એહ ઉપાય, અહનિશ પ્રભુનું ધ્યાન ધરો તુમે, થીર કરી નિજ કાયરે ॥ હલવદ૦ ॥૩॥ ભક્તિ પૂર્વક ધ્યાન ધરંતા, મન થાય લય લીન, ચમત્કાર ચિત્તમાં પ્રગટે ને, હોય આત્મા જિનરે, ॥હલવદ૦ ॥૪॥ દૂધ દહીંમાંથી ઘી નિકળે, તલમાંથી જેમ તેલ, તેમ દેહથી પ્રગટ થય છે, હંસ અજબ એ ખેલરે ॥ હલવદ૦ ॥૫॥

---

## સિદ્ધાચલ મંડન શેઠ મોતીશાહની ટુંકમાં.
## શ્રી સુપાર્શ્વનાથજીનું સ્તવન.

॥ કાફી. ॥

નેમિ નિરંજન ધ્યાવોરે, વનમે તપ કીનો ॥ એ ચાલ ॥

સ્વામી સુપાર્શ્વ જિણંદારે, હિયે પરમ આનંદા ॥ એ આંકણી ॥ શાંત વદન શીતલતા અર્પે, જેસે ગગનમે ચંદારે ॥ હિયે ॥૧॥ સિદ્ધાચલ પર સમવસરણમેં, સેવે સુરનર ઈંદારે ॥ હિયે૦ ॥૨॥ તેસે તુમારી સેવા કારણ, મૂર્ત્તિ હેવે સાનંદારે ॥ હિયે૦ ॥૩॥ મોતિશાહકી ટુંકે મનોહર, કાટે કર્મકા કંદારે ॥ હિયે૦ ॥૪॥ કલકત્તાકે નિવાસી કર્ણાવત, હરવા ભવોભવ ફંદા રે ॥ હિયે૦ ॥૫॥ લક્ષ્મીચંદજી સુત ધન્નાલાલ, હર્ષ ધરી અમંદા રે ॥ હિયે૦ ॥૬॥ હંસ કહે વહાં પાંચ પ્રભુકી,પ્રતિમા પૂજો ભવિ બંદા રે ॥ હિ૦ ॥૭॥

## ॥ શ્રી સિદ્ધાચળતીર્થ સ્તવન ॥

( આબુ ગિરિરાજના દેવલ વખણાય છે—એ દેશી )

સિદ્ધગિરિ ભેટવાને મન લલચાય છે. પ્રભુ પૂજી લઉં પૂજી લઉં થાય છે. સિદ્ધગિરિ. એ આંકણી.

સર્વ તીરથમાં શત્રુંજયગિરિ, દુનિયામાં બહુ વખણાય છે. ॥ સિ૦ ॥ ૧ ॥ તિહાં રાયણરૂખ દેવતા અધિષ્ઠિત, જેહની શીતલ છાય છે. ॥ સિ૦ ॥ ૨ ॥ સમવસર્યા પ્રભુ રુષભજીનેશ્વર, પૂર્વ નવાણું ગણાય છે. ॥ ૩ ॥ અનતા તિર્થંકર જીહા સિધ્યા, સિદ્ધશીલા સુખદાય છે. ॥ સિ૦ ॥ ૪ ॥ વળી અનંતા સિદ્ધિયે સધાસે, શત્રુજય મહાતમ ગાય છે. ॥ સિ૦ ॥ ૫ ॥ પાચ કોડસુ પુડરીક સિધ્યા, તેથી પુંડરીક કહેવાય છે. ॥ સિ૦ ॥ ૬ ॥ દ્રાવિડ વારીખીલ્ય મહામુની જોદ્ધા, મુકિતપુરીનું રાજ્ય પાય છે. ॥ સિ૦ ॥ ૭ ॥ દશ કોટી મુનિવરની સાથે, કાર્તિકી રાકા કલાય છે. ॥ સિ૦ ॥ ૮ ॥ વીશ કોડીસુ પાડવ ષ્યારા, મુકિત વધુ વર થાય છે. ॥ સિ૦ ॥ ૯ ॥ સુખ વિલસે અહનીસ અવિનાસી, સરદ પુનમ પકાય છે. ॥ સિ૦ ॥ ૧૦ ॥ મુખ્ય દેવલમા આદીશ્વર દાદા, દેવાધિદેવ મનાય છે. ॥ સિ૦ ॥ ૧૧ ॥ પન્યાસ સંપતવિજયજી સાથે, પાટણથી સઘ કઢાય છે. ॥ સિ૦ ॥ ૧૨ ॥ ઝવેરી ઉત્તમચદ ને ચુનીલાલ, સઘવી બને ગવાય છે. ॥ સિ૦ ॥ ૧૩ ॥ સંવત ઓગણીસેં ઇઠયોતેર, સાલ રૂડી વચાય છે. ॥ સિ૦ ॥ ૧૪ ॥ ફાગણ

વદી આઠમ શુભ દિવસે, યાત્રાથી મન હરખાય છે, ॥ સિ૦ ॥ ૧૫ ॥ પૂજા પ્રભાવના ને રથયાત્રાથી, પાપ પાતાલે જાય છે. ॥ સિ૦ ॥ ૧૬ ॥ હંસાવતાર તીરથના સ્થાપક, હંસપરે તરાય છે. ॥ સિ૦ ॥ ૧૭ ॥

## સિદ્ધાચળ મંડનશાંતિજિન સ્તવન.

સિદ્ધાચળ સેવોરે સુખકારી—એ દેશી ॥

શાતિજિન સેવોરે સુખકારી (૩) શાંતિ—ટેક. સર્વાર્થ સિદ્ધ વિમાનથી ચવીયા, અચિરા કુખ મઝારી ॥ શાતિ૦॥ ૧ ॥ બે વાર ચૌદ સુપન જુવે માતા, ચક્રિ અરિહંત પદ ધારી ॥શાંતિ૦॥ ૨ ॥ જન્મ દીક્ષા કેવલ જ્ઞાનનો મહોચ્છવ, ઇંદ્રે કર્યો હિતકારી ॥શાતિ૦॥ ૩ ॥ સિદ્ધગિરિ સમીપે પધારતા જોઇને, સિંહે સામી ફાલ મારી ॥ શાતિ૦ ॥૪ ॥ પણ પ્રતિબોધથી સિદ્ધાચળ પર, ચઢી ગયો પ્રભુ લ્હારી. ॥ શાંતિ૦ ॥ ૫ ॥ શુભ ધ્યાને મરી સ્વર્ગે ગયો તે, પ્રભુ વસ્યા માસ ચારી ॥ શાતિ૦ ૬ ॥ શીલ શત્રુંજય સંઘવી પદ એ, મુક્તિના જામીનગારી ॥ શાંતિ૦ ॥ ૭ ॥ એવી દેશના દઈ

ચક્રધર પુત્રને. સંઘપતિ પદ દીયો ભારી ॥ શાંતિ૦ ॥૮॥ તીર્થ યાત્રા અને જીર્ણોદ્ધાર કરી, તેણે આતમ લીધો તારી ॥ શાંતિ૦ ॥ ૯ ॥ કર જોડી કહે હંસ શાતિ પ્રભુ, હવે વારી આવી મારી ॥ શાંતિ૦ ॥ ૧૦ ॥

## શ્રી સિદ્ધાચળ તીર્થ સ્તવન.

જો દિન જાવે ભવિકા તીર્થ મે ઉત્તમ વો જાની ॥દેશી॥

જો દિન જાયે તીર્થ સ્થાનમા, તે સફલ છે પ્રાણી, સુંદરમા સુંદર સંસારમા—નર નારમા—જાનદારમા હિતકર જીન વાણી૦ જે દિન જાયે૦॥ આકણી॥ સિદ્ધાચલ શિખર સુહાયા, આદિ જિનવર સુખદાયા, પ્રણમે પ્રભુના શુભ પાયા, માર્ગાનુસારી હોય જે, સંસારમા—નર નારમા—જાનદારમા, હિતકર-જિનવાણી જે દિન જાયે૦ ॥ ૧ ॥ શ્રી રૂષભદેવ અણગાર, આવ્યા પૂરવ નવાણું વાર, રાયણ હેઠળ મનોહાર, શુભ સમવસરણ બન્યુ સાર ત્યા, સં૦ ન૦ જા૦ હિ૦ જિ૦ જે દિન જાયે૦ ॥ ૨ ॥ વિદ્યા પાહુડમા નામ, એકવીસ જેના ગુણ ધામ, પુરે મન વાછિત કામ, તે તીર્થ જગત જયવંત છે. સં૦ ન૦ જા૦ હિ૦ જિ૦ જે દિન જાયે૦

॥ ૩ ॥ આદિ જિનના આદિ ગણધાર, આદ્ય ચક્રિના આદ્ય કુમાર, પાંચ ક્રોડ મુનિ પરિવાર, સિદ્ધ થયા પુંડરિક પખલિક છે. સં૦ ન૦ જા૦ હિ૦ જિ૦ જે દિન જાચે૦ ॥ ૪ ॥ જ્યાં અસખ્ય થયા ઉદ્ધાર, દેવલ થયા અસખ્ય ઉદાર, પ્રતિમા પણ પ્રાણ આધાર, અસંખ્ય હંસ તારનાર એ. સસારમા નરનારમા જાનદારમા હિતકર જિન વાણી જે દિન જાચે૦ ॥ ૫ ॥

---

## ॥ માંડવગઢ તીર્થ સ્તવન ॥

---

॥ જાવો જાવો નેમિ પિયા થારી ગતિ જાનીરે ॥ એ દેશી ॥

॥ તીર્થ પવિત્ર માડવગઢ મનોહારારે ॥ આકણી ॥ તીહા શોભે શાતિનાથ, સાતમા સુપાર્શ્વનાથ, વિજયાનંદ સૂરીશ્વર મૂર્ત્તિ રૂપે પ્યારારે ॥ તીર્થ૦ ॥ ૧ ॥ રામચંદ્ર લક્ષ્મણ વીર, સીતા સતી અતિ ધીર, પ્રભૂ પૂજા કરી ઇહા. શીવ સુખ કારારે ॥ તીર્થ૦ ॥ ૨ ॥ પ્રમદ પારસ પ્રભુ, જગતના એ તો વિભુ, દેવલ તેમનું હતું, જીવન આધારારે ॥ તીર્થ૦ ॥ ૩ ॥ તે પાર્શ્વ પ્રભુનું કીધું, સ્તોત્ર જિનચંદ્ર સીધું, સંસાર હાવાની સમશ્યા થકી પ્રચારારે ॥ તીર્થ૦

॥ ૪ ॥ પેથડ કુમાર મંત્રી, ઝાંઝણુ કુમાર તંત્રી, સંગ્રામ સિંહ જૈન યોદ્ધા, પુન્યના ભંડારારે ॥ તીર્થ૦ ॥ ૫ ॥ મોટા મોટા ગ્રંથકાર, જ્ઞાન કોશના ભરનાર, મંડન કવિ ધનદરાજ, જૈન સારારે ॥ તીર્થ૦ ॥૬॥ રતનબાઈ સાથે આવી, શિવકોર બાઈ સંઘ લાવી, ઓગણીસેં તોંતર, સાલ ઉદારારે ॥ તીર્થ૦ ॥૭॥ ગુરૂ લક્ષ્મીવિજય સારા, હંસવિજય સ્તવન કારા, યાત્રા કરી મેરૂ તેરસ, દિન રવિવારે ॥ તીર્થ૦ ॥ ૮ ॥

## કોઠ મંડન શ્રી આદિનાથ જિન સ્તવન ॥

પદમ પ્રભુકી પૂજા ॥ એ દેશી ॥

શ્રી આદિનાથ કોઠ, માંહે ગુણ ખાનીરે ॥ આંકણી ॥ સુખ સંપદાનું દાન, કરવામા સાવધાન, માનવ મન આનંદી, મૂર્ત્તિ મન માનીરે ॥ શ્રી૦ ॥૧॥ સંસાર સમુદ્ર ખાસ, તારવા ધરી ઉલ્લાસ, દેશના પ્રદાન નાવ, તણા છે સુકાનીરે ॥ શ્રી૦ ॥૨॥ છબીલી સુનંદા શાણી સુમંગલા ત્યાગી રાણી, લાડીને માડીને દીધી, મોક્ષની નીશાનીરે ॥ શ્રી૦ ॥૩॥ ચૌદ રાજલોક માથે, એકસોને આઠ સાથે, ગયા એક સમયમા, મુક્તિ મહા જ્ઞાની રે ॥ શ્રી૦ ॥૪॥

દેવ એ દયાના સાગર, ગુણમણીના છે આગર, હંસ નમે વારવાર, પ્રભુને પીછાનીરે ॥ શ્રી૦ ॥૫॥

## ધંધુકા મંડન શ્રી આદિનાથ સ્તવન.

( શ્રી મખશ્વરા ) એ દેશી ॥

જય જય આદીશ્વરા, તું તીર્થેશ્વરા, મૂર્તિ ધંધુકામાં ધમની ધુરંધરા ॥ એ આકણી૦ ॥ આપ અયોધ્યા વાસી થઇને, અવિનાશી થયા સાર, એ અચરીજ મુજ મનમાં સ્વામી, લાગે અપરંપાર ॥ જય જય૦ ॥૧॥ હીરા માણેક મણી મોતીના, પરિહરી શણગાર, ઇદ્રે અર્પિત દિવ્ય મુગટ તજી, થયા આપ અણગાર, ॥ જય જય૦ ॥૨॥ છડી તમોગુણાદિક દુર્ગુણ, થયા સુગુણ ધરનાર, તે કારણ લળી લળીને વંદું, પ્રભુજી વારંવાર ॥ જય જય૦ ॥ ૩ ॥ જીવનમુક્ત દશામાં આતમા, દેહ વ્યાપી સંચાર, તો પણ પ્રભુજી જ્ઞાન તુમારૂં, સર્વ વ્યાપી વિસ્તાર ॥ જય જય૦॥ ૪ ॥ વિદેહ મુક્ત અવસ્થા માહી, રૂપાતીત પ્રકાર, અજર અમર ને અલખ સ્વરૂપી, અટલ મહોદય ધાર, ॥ જય જય૦ ॥૫॥ ભરતાદિ સો પુત્રો પુત્રી, માતના તારણ હાર, નાભિરાય કુલ કમલ ઉલ્લાસન, હંસ

સમાન ઉદ્ધાર ॥ જય જય૦ ॥૬॥ હેમાચાર્ય સંગીત મંડળ, સ્તવન ગાય ધરી પ્યાર, હેમચંદ્ર ગુરૂવરનો મૂર્ત્તિ, વંદી વાર હજાર ॥ જય જય૦ ૭ ॥

## ॥ પાદરા તાબે મુજપુર મણ્ડન શ્રી પાર્શ્વનાથ સ્તવન. ॥

જીનવર શરણુ વિના મસાર ભ્રમણુ ટલશે નહીં રે એ દેશી

મુજપુર મંદિરના દર્શનથી, ભ્રમણુ ટલશે સહિરે. પાર્શ્વપ્રભુ પૂજનથી, કર્મ મેલ ગલશે સહિરે ॥ ભવિક કમલ બોધન કરા, અશ્વસેન કુલ ચદ ખરા, પાપ પુંજ પ્રભુ ધ્યાન થકી, બલશે સહિરે ॥મુજ૦॥ ॥૧॥ નિર્જિત કામ ગજેંદ્રવરા, કમઠ કુટિલકા ગર્વ હરા, દુર્જન પ્રભુ પરતાપ થકી, ખલસે સહિરે ॥ મુજ૦ ॥ ૨ ॥ ધીર વીર ગુણુના આગરા, નાશિત જન્મ મરણુ ને જરા, પ્રભુ સેવાથી મનવાછીત, ફલસે સહિરે ॥ મુજ૦ ॥ ૩ ॥ ત્રણુ ભુવન તિલક સુંદરા, બલતા નાગ ઉદ્ધારક વરા, ધરણેંદ્ર થઈ મોક્ષમાર્ગ, ચલશે સહિરે ॥ મુજ૦ ॥૪॥ નામ લીએ પ્રભુ પાર્શ્વવરા, તે સંસાર સમુદ્રતરા; હંસ કહે તસ શિવ સુખડા, મલશે સહિરે ॥ મુજ૦ ॥

# માસરરોડમંડન શ્રીશાંતિજીનસ્તવન.

થઇ પ્રેમવશ પાતલીયા, માગ મનના માલિક મલિયારે—એ દેશી

શ્રી શાતિનાથ મહારાયા, માસર રોડમે પ્રભુ પાયારે (આકણી) હસ ગતિ ગામી જગ સ્વામી, ષટખંડ સંપત પામી, ત્રણ પરે તુમે તેહુ વિરામી (માસર૦) ॥૧॥ મોતીકી માલા અતિહી વિશાલા, ત્યાગી હૃદયસે વ્હાલા, નહિ રાગ રગકા ચાલા, (માસર૦) ॥૨॥ ઉત્તમતા ધારી સુખકારી, વાર વાર બલીહારી, ચોસઠ હજાર તજી નારી (માસર૦) ॥૩॥ શાત આકારા નિરવિકારા, મુખ કમલ મનોહારા, લાગે સોમ સામ્યતા ધારા. (માસર૦) ॥૪॥ ગુથી કુસુમકી માલ રસાલ, પરિમલ ગુણ વિસાલ, કરે પૂજન હરિ ધરી ખ્યાલ (માસર) ॥૫॥ ભાગ્ય ઉદય પામી શીરનામી, આરતી ઉતારે સુખકામી, કર્પૂર ધરી અભિરામી. ( માસર૦ ) ॥૬॥ શંભુકે સ્વામી અંતર જામી, હસ વદે ઈચ્છામી, સેવામાં ન રહે કુછ ખામી. (માસર૦) ॥૭॥



## ॥ કાવી તીર્થ સ્તવન ॥

॥તીર્થની આશાતના નવી કરીએ ॥ દેશી ॥

કાવી તીર્થ યાત્રા સદા દિલ ધરીએ, હારે દીલ ધરીએ રે, દીલ ધરીએ હારે દીલ ધરીને કાયા થકી કરીએ, હારે તરીએ સંસાર, ॥ કાવી૦ ૧ ॥ જેથી તરીએ તે તીર્થ છે એમ જાણો, હારે એવું પ્રકાશે ત્રિભુવન રાણો । હારે મહાવીર પ્રભુ જગ ભાણો, હારે સુણે છે ગણધાર ॥ કાવી૦ ॥ ૨ ॥ તીર્થ સેવા ફૂલ કારણે સંઘ આવે, હારે પાદરાથી ચતુર્વિધ ભાવે । હારે પહેલો પડાવ સાધીમા થાવે, હારે તિહા આદિજિણંદ ॥કાવી૦॥૩॥ બીજો પડાવ રણુ ગામનો વલી થાય, હારે ત્રીજો વડુ ગામમાં કરાય, હારે નવપદની પૂજા ભણાય, હારે પ્રભુ પ્રતિમા મંગાય ॥કાવી૦॥૪॥ મોભામા ચોથો પડાવ જઇને કીધો, હાંરે સંઘભકિતનો લાહો લીધો, હારે મુનિ વચનામૃત રસ પીધો, હારે દેવદર્શન થાય ॥કાવી૦ ॥૫॥ વણુંછરા ગામે મુકામ પાંચમું કીધુ, હારે તિહા ચૈત્ય પુરાણું પ્રસિધું, હાંરે દેખી નરભવનું ફલ લીધું, હારે પુન્યના એ પ્રભાવ ॥ કાવી૦ ॥ ૬ ॥ પ્રાચીન પ્રતિમા ચાર તિહાંતો બીરાજે, હારે પાંચમા ચોમુખજી છાજે, હાંરે મૂલ નાયક શોભે

સમાજે, હાંરે ચિંતામણી પાસ ॥ કાવી૦ ॥ ૭ ॥
છઠ્ઠે મુકામે આવીયા મન ચંગે હાંરે માસરરોડ
માંહે સુરંગે, હારે સામૈયુ સજ્યું ત્યાંના સંઘે,
હારે ભેટયા શાંતિ જિણંદ ॥ કાવી૦ ॥૮॥ પૂજા
ભણાવી બે મોટકી હિતકરી, હારે દેરા ઉપાસરાની
સારી, હારે ટીપ દીધી ભરાય ॥ કાવી૦ ॥ ૯ ॥
સાતમે મુકામે આવીયો સઘ સારો, હારે શાતિ
જિન શાતિકારો, હારે અણુખી ગામમા બહુ પ્યારો,
હારે ગાદીએ પધરાય ॥ કાવી૦ ॥ ૧૦ ॥ આઠમે
મુકામે આવીયા નોબારા, હારે નવમે સારોદ સુખકારા,
હારે ત્યાના દેવલમા શોભે અપારા, હારે વાસુપૂ
જ્ય જિનંદ ॥ કાવી૦ ॥ ૧૧ ॥ દશમે નાર થઈ
આવીયા ગામ કાવી, હારે બે દેવલ દીઠા ત્યા આ-
વી, હારે તેની ઉત્પત્તિ આપુ બતાવી, હારે શીલા
લેખ અનુસારાાકાવી૦ ॥૧૨॥ વાહુક ગાધી વડનગર
વસનારો,હારે પોપટી હીરા દેવી ભરતારો, હારે ખ-
ભાત આવી વસ્યો સારો, હારે થયો બહુ ધનવાન
॥ કાવી ૦॥ ॥ ૧૩ ॥ કાવી શત્રુંજય તીર્થ હતું નામ
ધારી, હારે કાષ્ટ માટી ઈંટોનુ ભારી, હારે તેની
સ્થિતિ દેખીને નઠારી, હારે તેનું દીલ દુખાય
॥ કાવી૦ ॥ ૧૪ ॥ આદિનાથ પ્રાસાદ નવો તેણે

કીધો, હારે નિજ લક્ષ્મીનો લાહો લીધો, હાંરે બીજો ધર્મનાથનો પ્રસીધો, હારે પ્રાસાદ મનોહાર ॥ કાવી૦ ॥ ૧૫ ॥ પોપટી પુત્ર કુંવરજીએ તે બનાવ્યો, હારે સદી સત્તર માહે ચણાવ્યો, હારે દેહરી બાવનથી ગણાવ્યો, હારે રત્ન તિલક છે નામ ॥ કાવી૦ ॥ ૧૬ ॥ પાદરા નિવાસી લલ્લુ ખીમચંદભાઇ, હારે તેના પુત્રો લાવ્યા સંઘ આહી, હારે સાધુ અગીઆર સાથ સુહાઇ, હારે સાધવીઓ ચૌદ ॥ કાવી૦ ॥ ૧૭ ॥ ઓગણીસેં ચુંમોતેરની શુભ સાલે, હારે પોષ કૃષ્ણ પક્ષ રઢીઆળે, હાંરે તિથી ત્રીજ ચોથ સુકાળે, હારે કરી યાત્રા ઉદાર ॥ કાવી૦ ॥ ૧૮ ॥ વિજયાનંદ સૂરિરાયના શિષ્ય સારા, હાંરે લક્ષ્મીવિજય ગુરૂ પ્યારા, હારે તસ હંસ રચે હિતકારા, હારે પ્રભુ સ્તવન શ્રીકાર ॥ કાવી૦ ॥ ૧૯ ॥

---

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન

---

મે આયા પ્રભુ નેમજી, દર્શ દેખાવો—એ ચાલ

શ્રી શંખેશ્વરા પાસજી, દર્શન પાયા; દર્શન પાયા પાપ હટાયા, દર્શન દુર્ગતિ વારજી, દર્શન પાયા ॥ એ અંચલી ॥ અતિત ચોવીશી કે જીનરાયા, નવમા દામોદર સુખદાયા, પ્રણમી પ્રેમે ઈનો-

કે પાયા, શ્રદ્ધ અષાડી ઉદારજી ॥ દર્શન૦ ॥૧॥ પૂછે મેરા કમ નિસ્તારા, હોગા સ્વામી સુખ કરનારા, તબ કહે ત્રિભુવનકે આધારા, સુણ શ્રાવક સુવિચારજી ॥ દર્શન૦ ॥૨॥ ભાવી પાર્શ્વનાથકે વારે, હોવેગા તું ગણધર પ્યારે, શેઠજી રોમ કચૂકકો ધારે, સુણકે ભવ નિસ્તારજી ॥ દર્શન૦ ॥૩॥ ઉપગારી અરિહંતકી સારી, પ્રતિમા કરાઇ પ્રણુસેં પ્યારી, પૂજે દેવ ઇંદ્ર નર નારી, હોકે બહુ હુસીયારજી ॥દર્શન૦॥૪॥ જરાસઘને જરા ચલાઇ, જરા જર્જરી ફોજ બનાઈ, જાદવજનકી તગ ગમરાઈ, કૃષ્ણજી કરે વિચારજી ॥ દર્શન૦ ॥ ૫ ॥ નેમીનાથકો પૂછા જાકે, તબ પ્રભુજીકી આજ્ઞા પાકે, ઇંદ્ર આગધન કીયા ગુણ ગાકે, સો પ્રતિમા દિયે સારજી ॥ દર્શન૦ ॥ ૬ ॥ પ્રાર્શ્વનાથકી પ્રતિમા પખાલી, ન્હવણજલકી ઝારી ઝાલી, જલ સિચી ઝટ જરાકો ટાલી, હુઇ ફોજ તૈયારજી. ॥ દર્શન૦ ॥ ૭ ॥ જરાસિંઘકો જીત બજાયા, શખ કૃષ્ણને હર્ષ મવાયા, વહાં શંખેશ્વર પુર વસાયા, દેવલ કીયા શ્રીકારજી ॥ દર્શન૦ ॥ ૮ ॥ પ્રતિષ્ઠા મહોત્સવ કર પધરાવે, પાસ શખેશ્વર પઅલીક થાવે, તીર્થ સ્થાપી વિષ્ણુ ગુણ ગાવે, હસ નમે ધરી પ્યારજી ॥ દર્શન૦ ॥ ૯ ॥



# ચાણસમા મંડન શ્રી ભટેવા પાર્શ્વનાથ તથા શીતલનાથનું સ્તવન.

॥ રાગ રેખતા ॥

નજર ટુક મેહેરકી કરકે, દિખા દોગે તો ક્યા હોગા–યહ ચાલ. ॥ ચાણસમા ગામકે મંડન, ભટેવા પાર્શ્વ દુઃખ ખંડન, એ આકણી ॥ વેલુમય મૂર્ત્તિ મનોહારી, પ્રતિદિન સેવે નરનારી, પુરાણી હે અતિસારી, પ્રતિમા પ્રાણસે પ્યારી ॥ ચાણસમા૦ ૧ ॥ દેવલમેં દેવ અતિ દીપે, નમનસે વિપદા છીપે, હરદમ જો રહે સમીપે, મોહરૂપ મલ્લકો જીપે ॥ ચાણસમા૦ ૨ ॥ પૂજનસે પાપ સબ નાસે, પડે નહીં કર્મકે પાસે, વાસિત શુભ વાસના વાસે, આતમા હોય સુખ રાસે ॥ ચાણસમા૦ ૩ ॥ દેવલ ડુંગર સમા રાજે ટુંકો પરે શિખરો છાજે, નગારા મેઘ પરે ગાજે, કલશથી વીજળી લાજે ॥ ચાણસમા૦ ૪ ॥ શીતલ જીન હે શીતલકારી, બીજા દેવલમે મનોહારી, ધ્યાન ધરે ધ્યેય રૂપ ધારી, હંસ પરે તરે સંસારી ॥ ચાણસમા૦ ૫ ॥

# શ્રી ચારૂપ તીર્થ સ્તવન.

( કવ્વાલી )

ચારૂપ તીરથ અતિ ચારૂ, પ્રભાવક ચરિત્ર બતલાવે; કાન્તી નગરી તણો વાસી, શ્રાવક ધનેશ ચઢે નાવે. ॥ ૧ ॥ વહાણુ દરીએ પવન વેગે, ચાલતા દેવ અટકાવે, દરિયાનો દેવ પૂજનથી, પ્રસન્ન થઈ એમ ફરમાવે. ॥ ૨ ॥ પ્રતિમા ત્રણ છે ભાઇ, કાઢીને વહાણુમા ઠાવે; તુરત તરશે વહાણુ તારા, એમ કહીને અદૃશ થાવે. ॥ ૩ ॥ પ્રતિમા એક ચારૂપમાં, બીજી પાટણમા પધરાવે, ત્રીજી ખભાત નદી તીરે, છુપાવી શેઠ ઘર જાવે ॥ ૪ ॥ વીરસૂરિ ચારૂપે આવે, રાજા સિદ્ધરાજ ગુણ ગાવે, માડવગઢ શહેરનો વાસી, પેથડશા શેઠ સુખ પાવે. ॥ ૫ ॥ ચારૂપમા દહેરૂં સારૂં, શાન્તિનાથ કેરૂ કરવાવે; પાટણ નિશાળ પાડાના, મણીભાઇ સંઘને લાવે. ॥ ૬ ॥ સંવત ઓગણીસે ઇઠયોતેર, ફાગણ સુદી છઠ શુભ ભાવે; હસ શ્રી પાર્શ્વ પ્રભુ કેરા, દર્શન કરી દીલ હરખાવે ॥ ૭ ॥

## વડાવલી મંડન શ્રી મહાવીરસ્વામી સ્તવન.

કયાંથી આ સંભળાય, મધુર સ્વર, કયાંથી૦ ॥ એ ચાલ.॥

વીર વિભુ હિતકાર, વડાવલી વીર૦ ત્રિશલા નંદન ત્રિભુવન સ્વામી, ત્રણ તત્વ દાતાર, વડાવલી વીર૦ ॥ ૧ ॥ ઇંદ્રાસન થરહર કંપે તવ, થાય ઇંદ્ર હુસીયાર વડાવલી વીર૦ ॥૨॥ અવધિ જ્ઞાનથીજાણી કલ્યાણક, મહોત્સવ કરે મનોહાર,વડાવલી વીર૦ ॥૩॥ જ્ઞાન મહોદય ધ્યાન તુમારૂં, હરદમ જે ધ્યનાર, વડાવલી વીર૦ ॥૪॥ તે હંસ પરે દ્રવ્ય ભાવ પૂજનથી ઉતરસે ભવ પાર, વડાવલી વીર૦ ॥૫॥

## મોઢેરામંડન શ્રીચિંતામણિ પાર્શ્વનાથ સ્તવન.

માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો ॥ એ દેશી ॥

ચેતા શ્રી ચિંતામણી પાસ ચૂરે, મોઢેરામાં મનોરથ પૂરે, ચિંતા૦ ॥ એ આંકણી ॥ સર્વ દોષનો કર્યો વિનાસ, તોડી નાખ્યો ભવ તણો પાસ, થયો કેવલ જ્ઞાન ઉજાસ, ચિંતા૦ ॥૧॥ મોહરાયને દીધો પ્રવાસ, ગયો જન્મ મરણનો ત્રાસ, કર્યો મોક્ષ પુરીમાં નિવાસ, ચિંતા૦ ॥૨॥ તે પ્રભુની પ્રતિમા ખાસ,

પૂજે થઈને જે દાસ, કહે હંસ ફળે તસ આસ, ચિંતા૦ ॥૩॥

---

## ગાંભુ મંડન શ્રી ગંભીરા પાર્શ્વનાથ સ્તવન

---

॥ કવ્વાલી ॥

વિમલ પ્રબંધમા ચારૂ, કહ્યુ ગાંભુ ગામ મનોહારૂ, ગુર્વી ગુજરાતનું પ્યારૂ, શોભે શણગાર સમ સારૂ ॥૧॥ વિમલ મંત્રીના પૂર્વજને, મહાલક્ષ્મી આવીને કહે. નથી ભિન્નમાલમા તારૂં, ભાગ્ય ફલ નારૂં માટે ન રહે. ॥૨॥ ગાભુમા જય તારો છે, લાભનો જોગ સારો છે. જાણી આવ્યો ગાભુમા તે, કોટીધ્વજનો સીતારોછે.॥૩॥ વનરાજ ચાવડે મંત્રી, નીનાના પુત્રને તંત્રી. સેનાપતિ કર્યો આમંત્રી, નથી કોઇ એહવો સંત્રી ॥૪॥ સેનાની લહિરનો સારો, કુંવરવીર નામ ધરનારો. થયો મુનિરાજ જગપ્યારો, તેના મંત્રી વિમળધારો. ॥૫॥ તે ગાભુ ગામમા શોભે, દેવલ મેરૂ તણા મોભે. ગંભીરા પાર્શ્વ પ્રભુ ત્યા છે, દેખીને શત્રુ ગણક્ષોભે ॥૬॥ સંવત ઓગણીસેં અગન્યાસી, પોષ સુદ બારસે આવી, કરી યાત્રા આનંદકારી. સ્તુતિ એ હંસે નિર્માવી ॥૭॥

---

## વામજ ગામ મંડન શ્રી શાંતિનાથ સ્તવન.

---

### કવાલી.

સજ્જન શ્રી શાતિનાથ દર્શન, વામજ ગામમા કરો ભાવે ॥ એ આંકણી ॥ સન્યાસી એકને સુપનુ, જૈન પ્રતિમા તણુ થાવે. ત્રીભોવન કણબીના ઘરની, સમીપે સ્થાન ખોદાવે સ૦ ॥૧॥ સવત ઓગણીસે અગન્યાસી, માગશર વદી પચમી આવે શાતિનાથ દેવ કાઉસગીયા, ચારની સાથ પ્રગટાવે. સ૦ ॥૨॥ ગામની ધર્મશાળામા, સારાભાઈ શેઠ પધરાવે. વદન કરી સર્વ જાતિના, લોક સર્વે આનદ પાવે સ૦ ॥૩॥ દેશ પરદેશથી સાધુ, સાધવી યાત્રાયે જાવે. શ્રાવકને શ્રાવિકા આવી, પૂજા કરી પ્રભુ ગુણ ગાવે. સ૦ ॥૪॥ શાતિનાથ શાતિ કારકના, દર્શન કરવા હરદમ ચાવે. મહા વદી પચમી દિવસે, સ્તવન કરી હુસ હર્ષાવે. સ૦ ॥૫॥

---

## શ્રી સેરીસા પાર્શ્વનાથ સ્તવન

અહો અહો પાસજી મને મલીઅ રે. માસ. ॥ ॥ એ દેશી ॥ સેવો સેવો સેરીસા પારસનાથ રે, તરવા

ભવ સાગર પાથ, સેવો ૨ ॥ આકણી ॥ પ્રભુ મૂર્ત્તિ છે અતિમનોહાર રે, નાગનાથ ફણા ધરનાગ રે, શોભે છે અપરપાર ॥ સેવો સેવો૦ ॥૧॥ બે કાઊસગીયા અતિ સારા રે, એક પદ્મપ્રભ પ્રાણ પ્યાગ રે, બીજા નેમીનાથના ઉદ્ધારા ॥ સેવો સેવો૦ ॥૨॥ બીજી પણ પ્રતિમા બીરાજે રે, અન્ય અન્ય પ્રભુની છાજે રે દર્શનથી દુર્ગતિ ભાજે ॥ સેવો સેવો૦ ॥૩॥ સેરીસક તીર્થ વખાણ્યુ રે, તીર્થ કલ્પ થકી તે જાણ્યુ રે, સેવન કાવુ દિલ આણ્યું ॥ સેવો સેવો૦ ॥૪॥ ઉપદેશતરંગિણી સાખે રે, પ્રાચીનતા એહની દાખે રે, ગ્રંથકાર ભણા નત્રા રાખે ॥ સેવો સેવો૦ ॥૫॥ વસ્તુપાલ તેજપાલ ભ્રાતા રે, માલદેવ નામને વિખ્યાતા રે લેખ સાબિત કરે તીર્થત્રાતા ॥૬॥ અંબા દેવીની મૂર્ત્તિ મોટી રે, નિકલી ત્યા તે વાત ન ખોટી રે, વિઘ્ન વારસે સંઘના કોટી ॥ સેવો સેવો૦ ॥૭॥ જે યાત્રા રૂડી પરે કરશે રે, તે હંસ તણી પરે તરશે રે, ભવ સાગર પાર ઉતરશે ॥ સેવો સેવો૦ ॥૮॥



## ॥ શ્રી અષ્ટાપદ તીર્થ સ્તવન ॥

શ્રી તીર્થપદ પૂજો ગુણીજન—એ દેશી

તીરથ અષ્ટાપદ જયવતુ, વર્તે છે જગ માહેરે, સ્તવન તેહનું અષ્ટાપદના, કલ્પથી કરીયે ઉચ્છાહેરે ॥ તી૦ ॥ ૧ ॥ શ્રી આદીશ્વર પાવન કરીને, પામ્યા પરમાનદરે, દશ હજાર મુનીશ્વર સાથે, કાપી કર્મના કદરે ॥ તી૦ ॥ ૨ ॥ ઊત્કૃષ્ટી અવગાહના વાલા, સાથે સિદ્ધિ વરીયારે, એકસો આઠ બાહુબલીઆદિ, એક સમયમા તરીયારે ॥ તી૦ ॥ ૩ ॥ તે સાભલીને ભરત નરેશર, અયોધ્યાથી આવેરે, પગે ચાલી અંતેઊર સાથે, નમન કરી ગુણ ગાવેરે ॥ તી૦ ॥ ૪ ॥ કોસ ત્રણ ઊંચું રત્નહેમનું, દેહરૂ તેહ કરાવેરે, રત્નની વર્ણ-માનોપેત પ્રતિમા, ચોવીશ જીનની ઠાવેરે ॥ તી૦ ॥૫॥ તીર્થંકર ગણધર મુનિવરના, સ્તૂપ ઇદ્રિ બનાવેરે, રત્નત્રયી સમ ઊજ્વલ જોઇ, ભવિજન શીર ઝુકાવેરે ॥ તી૦ ॥ ૬ ॥ મોહસિહ મદ ફેટન કારણ, અષ્ટાપદ સમ કહીયેરે, ભરતાદિક ક્રોડો મુનિવર જીહા, મુક્તિપદ શુભ લહીયેરે ॥ તી૦ ॥ ૭ ॥ સાઠ હજાર સગર ચક્રીના, પુત્રો યાત્રાએ આવ્યારે, ચક્રવર્તીના રત્નાદિકની, રિદ્ધિ સિદ્ધિ ઈહાં લાવ્યારે

॥ તી૦ ॥ ૮ ॥ નિજ પૂર્વજના કીર્તિ થંભ સમ, દેવળથી હર્ષાયારે, એહવુ દેહરૂં બંધાવવાને, તેપણ બહુ લલચાયારે ॥ તી૦ ॥ ૯ ॥ પણ તેવુ કોઈ ઉત્તમ સ્થાનક, મલીયુ નહી તવ ભાવેરે, રક્ષા કરવા એ તીરથની, ઉંડી ખાઈ ખોદાવે રે ॥તી૦ ॥ ૧૦ ॥ ગંગાપાપ પોતાનુ પખાલવા, માનુ આવે પ્રસરતીરે, ખાઈમા દાખલ થઈ તીરથને, પ્રદક્ષિણા દીયે ફરતીરે ॥ તી૦ ॥ ૧૧ ॥ રત્ન તિલક ચોવીસ જીન ભલે, પર્વ ભવમા ચઢાવીરે, દમયંતી નિજ ભાલે તિલકરૂપ, દિધુ તેવુ ફલ લાવીરે ॥ તી૦ ॥ ૧૨ ॥ તુટી તાત નિજ નસથી બાંધી, રાવણે વીણ બજાવીરે, અમોઘ શક્તિ ઇંદ્રથી પામી તીર્થંકર થયા ભાવીરે ॥ તી૦ ॥ ૧૩ ॥ ચાર આઠ દશ દોય જીન વાંદે, ગણધર ગૌતમ સ્વામીરે, દક્ષિણ દિશિથી પ્રદક્ષિણાદિયે, મુક્તિ નિર્ણયના કામીરે ॥ તી૦ ॥ ૧૪ ॥ પંદરસેં તાપસ પ્રતિબોધી, દીક્ષા ઇહાપર આપીરે, વજ્ર સ્વામીના જીવ જાંભકની, શંકા સ્વામીયે કાપીરે ॥ તી૦ ॥ ૧૫ ॥ વિજયાનંદ સૂરીશ્વર કેરા, શિષ્ય સકલ શણગારરે, લક્ષ્મીવિજય પંડિત થયા તસ, હંસ નમે અણગારરે ॥ તી૦ ॥ ૧૬ ॥

---

## ॥ દહેગામ મંડન શ્રી આદિનાથ મુનિસુવ્રત સ્વામીસ્તવન. ॥

॥ માલણ ગુંથી લાવ્ય ગુણીયલ ગજરો—એ દેશી ॥

દર્શન દહેગામમા જઇ કરીયે, પહેલા વિશમા જિન અનુસરીયે ॥ દર્શન૦ ॥ એ આકણી ॥ આદિનાથ આદિ કરનાર, ધર્મતણી સુણો ધરી પ્યાર. ઉતારે ભવોદધિપાર ॥ દર્શન૦ ॥ ૧ ॥ મુનિસુવ્રત સ્વામી દયાલ, દેહ કાંતિયે જીત્યુ તમાલ, જેના નિરૂપમ ગુણ છે વિશાલ. ॥ દર્શન૦ ॥ ૨ ॥ એ બન્ને બાવનવીર જેવા, કર્મ શત્રુ ભગાવે તેવા, કરીયે પ્રતિદિન પ્રભુ સેવા ॥ દર્શન૦ ॥ ૩ ॥ તમતિમિર નાશક દિણંદા, પૂજે પ્રેમથી પાકારવિંદા, ઇંદ્ર ચંદ્ર અને નાગીંદા. ॥ દર્શન૦ ॥ ૪॥ ઓગણીસે એંસીની સાલે, પોષ સુદિ પાંચમ સકાલે, હંસપ્રભુ પદ પદ્મમા મ્હાલે. ॥ દર્શન૦ ॥ ૫ ॥

## ॥ નરોડા મંડન શ્રી પાર્શ્વનાથ સ્તવન ॥

॥ ઝનનન નાચ્યુ દર્દ ઘુમઘુમ રે ॥ એ રાહ ॥

ઘનનન ઘંટા બજે ઘુમઘુમ રે, નરોડામેં પાર્શ્વ-

નાથ પ્રભુકે દેવલમેં, ઘનનનન ઘટા બજે ઘુમઘુમ રે ॥ આંકણી ॥ એક સંખ્યા નામ સાહેબકા સુંદર, દુજી સ્થાપના સ્વામીજીકી સુખકાર, ત્રીજે દ્રવ્ય જિનજીકા જીવ હે, ચોથે ભાવ જિનજી હે મનોહાર. ॥ ઘન૦ ॥ ૧ ॥ ચાર નિખેપે પ્રભુ પાસને પરૂપે, કર્ણ કચોલે પીયે વાણી–પાણી સાર, ઘટઘટ પીકે સબ તૃપ્ત હુવે હે, દેવદેવી તિર્યંચ નરનાર. ॥ ઘન૦ ॥ ૨ ॥ કર્મ કિચ્ચડ સબ સાફ હોનેસે, આતમ હીરાકો દેખે અણગાર, જયોતિ સ્વરૂપી જાકે અરમ નપે, સદા સુખી રહે પાકે ભવપાર. ॥ ઘન૦ ॥ ૩ ॥ પદ્માવતી પ્રભુ પાર્શ્વ પસાયે, સંઘકે સંકટ ચુરે ધરી પ્યાર, પાર્શ્વ પ્રભુપદ પદ્મ સરોવરે, હંસ ઝીલે વહા જાકે વારંવાર ॥ ઘન૦ ॥ ૪ ॥

## શ્રી રાજનગર કીકાભટની પોળ મંડન ડોસલા પાર્શ્વનાથ અને વિમલજીન સ્તવન

ઓધવજી સંદેશો કહેજ્યો શામને—એ દેશી

શ્રી ડોસલા પાર્શ્વનાથ અને વિમલ પ્રભુ, કીકાભટની પોળના દેવલ માહી જો । હેઠલ ઊપર મૂલનાયક પ્રભુ પૂજતા, પાપ ટલે તત્કાલ પૂજકના

તાંહીજો ॥ શ્રીડા૦ ॥૧॥ ત્રણ ભુવનના મિત્ર પ્રભુ છે મનોહરૂ, વિમલનાથજી નિર્મલતા ધરનાર જો । ઊપશમ રસ વરસાવા દીધી દેશના, સાભળી નર નારી ઊતર્યા ભવપારજો ॥ શ્રીડા૦ ॥૨॥ ત્રણ જગતના પ્રકાશક છે પ્રભુ પાસજી, લોક તણી શુભ આશાના પુરનાર જો । શિવનગરીમા નિવાસ કર્યો છે સ્વામીયે, નાશ કરી ભવ પાસ તણો તે વારજો ॥ શ્રીડા૦ ॥૩॥ શુકલ ધ્યાન ધરનાર વિમલ જિન નાથની, ઊજ્વલ મૂર્ત્તિ શોભે અપરંપાર જો । દેવ દાનવ ધરે ધ્યાન તે નિર્મળ ચિત્તશુ, આતમ નિર્મળ કરવા કારણ સારજો ॥ શ્રીડા૦ ॥૪॥ શ્યામ સુદર શોભે મૂર્ત્તિ પ્રભુ પાસની, રત્ન જડિત મુગટથી અતિ મનોહારજો । મેઘઘટા સાથે શોભે જેમ વીજળી, સેવક હસ તરે ભવ પારાવારજો ॥ શ્રીડા૦ ॥૫॥

---

## શ્રીરાજનગરલુણસાવાડામંડન સંભવનાથસ્તવન.

॥ મોરી વિનતડી અવધારો, સાહેબ સિમધર મહારાજ ॥ એ દેશી ॥

સેવો અમદાવાદના લુણસાવાડે શ્રી સભવ જિનરાજ, જગબંધવ જગ સાર્થવાહ છે ત્રિભુવનના

શિરતાજ ॥ સેવો૦ ॥૧॥ વીતરાગ સર્વજ્ઞ પ્રભુ છે, સર્વ દેવના દેવ । યથાર્થ વસ્તુ વાદી રૂઠા, છે જગના ગુરૂરાજ ॥ સેવો૦ ॥૨॥ અનુત્તર પુણ્ય સંભાર ભરેલા, ત્રણ લોકના નાથ । જાવજીવ ભગવંતનું શરણું, લેતા સરસે કાજ ॥ સેવો૦ ॥ ॥૩॥ રાગરોષ ને મોહ રહિત છે જન્મ મરણ હરનાર । કર્મ કલંક વિમુક્ત પ્રભુજી, તારણ તરણ ઝહાજ ॥ સેવો૦ ॥૪॥ નિરૂપમ સુખ ભંડાર ભરેલા, સિદ્ધિપુરી શણગાર । હંસ પરે ભવસાગર તરવા, તરી સમા મહારાજ ॥ સેવો૦ ॥૫॥ ઓગણીસેં એકાશી માગસર, સુદિ પાચમ દિન સાર । શહેર યાત્રા કરી સ્તવન ગાય છે, સુંદર જૈન સમાજ ॥ સેવો૦ ॥ ૬ ॥

---

## રાજનગરમાં ગુરૂમૂર્તિસ્થાપના.

### રાગ સારંગ.

આજ આનંદ ભયો,વિજયાનંદસૂરિશ્વર પ્રતિમા સ્થાપી, જગપૂજ્ય ગયો, પણ ગંગાજળસમ કિરતી રહી વ્યાપી—એ ટેક. ॥ શુભ ઓગણીસેં એંશી વરશે, આજ માગશર સુદ છઠને દિવસે, ગુરૂ પ્રતિમા સ્થાપી અતિ હર્ષે,—આજ૦ ॥૧॥ આજ

રાજનગરમાં રંગ રોળે, મુડેવાપાસજીની પોળે, શ્રીગૃહ ધર્મનાથ સામી ઓળે—આજ૦ ॥૨॥ ગુરૂ પ્રતિમા તે મંદિર સ્થાપી, દશદિશમા કિરતી વગ વ્યાપી, ગુરૂ છાપ ચિકાગોમા છાપી—આજ૦ ॥૩॥ શ્રી **વિજયાનંદસૂરિ** રાયા, તસ શિશુ શ્રી **હંસવિજય** પાયા. પન્યાસ **સંપતવિજયે** ધ્યાયા —આજ ॥૪॥ નિજ ગુરૂની શુભ પ્રતિષ્ઠા કીધી, કરી શાસ્ત્રયુકત સઘળી વિધિ, ગુરૂ કરજ તણી મુકિત કીધી.—આજ૦ ॥૫॥ આજ આનંદ અમૃત ઘન વુઠયા, આજ વિજયાનંદ સૂરિ તુઠયા, સાંકળચંદ શત્રુ પડયા ભુઠા.—આજ૦ ॥૬॥

---

## ॥ શ્રી શત્રુંજય તીર્થ સ્તુતિ ॥

વંદે શત્રુંજય તીર્થં, તીર્થનાથૈઃ પવિત્રિતં । વિદ્યા પ્રાભૃત નિર્ણીતં, કપર્દિ હંસ સેવિતં ॥ ૧ ॥ શ્રી તીર્થરાજા પદ પદ્મ સેવા, હેવાકી દેવાસુરકિન્નરેશ । ગંભીર ગીસ્તારતરા વરેણ્ય, પ્રભાવ દાતા દદના સુખં વઃ ॥ ૧ ॥

## ગિરનાર મંડન નેમિજિન સ્તુતિ.

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

[1]જેના પ્રક્ષિત દેવના ન્હવણથી, નાઠો જરા યા-

---

૧ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથના સ્નાન જલથી.

દવી, જેના માતલિ સારથી રથ તણી, ફેરી સુરક્ષા કરી ॥ જેણે નાજુક નાર રાજુલ તજી, વૈરાગ્યના રંગથી, એવા શ્રીજગદીશ નેમિજિનને, વંદુ સદા આદરી. ॥ ૧ ॥ ૧ [1]ગો. ૨ હસ્તી. ૩ હય. ૪ [2]કીસ. ૫ સારસ તથા, ૬ [3]પકેરૂહ ૭ સ્વસ્તિકો ॥ ૮ સોમો ૯ મીન[4] સુલાછનો જિનતણા, ૧૦ શ્રી વચ્છ ૧૧ ગેંડો ઠવો ॥ ૧૨ પાડો ૧૩ શૂકર ૧૪ બાજ ૧૫ વજ્ર ૧૬ હરિણો, ૧૭ છાગો ૧૮ સુનંદાવૃતો ॥ ૧૯ કુંભો ૨૦ કૂર્મ ૨૧ [5]કજ ચ ૨૨ શંખ ૨૩ ભુજગો ૨૪ સિંહે જિનોને સ્તવો ॥ ૨ ॥ સંસારે દુખસાગરે ભયકરે, દ્વીપોપમો રૈવનો ॥ શોભે છે અતિ સુંદરો જીનવરો, સિદ્ધા અનંતા તહિં ॥ ત્યાં શ્રી નેમિજિનેશ્વરે હિતકરી, વાણી ત્રિપંચી સમા ॥ શ્રોતાને શ્રવણપ્રિયા ઉપદિશી, સર્વજ્ઞના સંગ્રહી ॥૩॥ અબા વ્યતર દેવ સેવિત તનુ, અંધે સુસાહ્યપ્રદા ॥ વમે હસ્તયુગે ચ અકુશ અને, ડિંભાધરા સ્વામિની ॥ હાથે દક્ષિણગે યુગે સુવિશદે, પાશાઞ્લુબીધરા ॥ શ્રીનેમીશ્વર ભક્ત વાછિતકરી હંસોપમા ગામિની ॥ ૪ ॥

---

૧ વૃષભ ૨ વાંદરો ૩ કમલ ૪ મગરમચ્છ ૫ નીલકમળ

ભાવાનયાણેગ નરિંદ વિંદં, સવિંદ સંપૂજ્ય તયારવિંદં, વંદે જસો નિજ્જિજય યારૂ ચંદ, કલ્લાણુ કંદં પઢમ જિણંદં ॥૧॥ ચિંત્તગ હાર રિઉ દપ્પ હાર, દુખ્ખગ્ગિ વારં સમ સુખ્ખકાર, તિથ્થેસરા હિતુ સયા નિવાર, અપાર સસાર સમુદ્ર પાર ॥ ૨ ॥ અન્નાણુ સત્ત ખન્નણે સુઅપ્પ, સંજુત્ત સહિલ્લિઅ કોહ દપ્પ, સમેમિ સિદ્ધ તવહો અણુપ્પ, નિવ્વાણુ મગ્ગે વર જાણ કપ્પં ॥ ૩ ॥ હુસાધિરૂઢા વર હાણુ ધન્ના, વાએસિરિ, નાગ ગુણોવવન્ના, નિચ્ચંપિ અમ્હ હવઉ પ્રસન્ના, કુદીંદુ ગોખ્ખીર તુસાર વન્ના ॥ ૪ ॥ વીર દેવં નિત્ય વંદે ॥ ૧ ॥ જૈનાઃ પાદા યુષ્માન્ પાતુ ॥૨॥ જૈન વાકય ભૂયાત્ ભૂત્યે ॥ ૩ ॥ સિદ્ધા દેવી દદ્યાત્ સૌખ્યં ॥ ૪ ॥ સુમતિ સ્વર્ગ દીએ અસુમંતને, મમત મોહ નહિ ભગવતને, પ્રગટ જ્ઞાન વરી શીવ બાલિકા, તુજ વીર નમે મહા કાલિકા ॥ ૧ ॥



॥ श्री वीतरागाय नमः ॥

# श्रीमद्विजयानन्दाष्टक ।

હો વિજય વિજયાનન્દ સૂરિ મહર્ષિ વિદ્યા-ધામકી,
કરિએ શ્રવણ ચરિતાવલી સુખસિન્ધુ આત્મારામ કી ।
ઉપદેશ કો જિસકે શ્રવણ કર નર ગુણો સે ભર ગયે,
દુસ્તર્ ભવોદધિ કો સહજ મે, પતિત જન ભી તર ગયે ॥૧॥

થે અમિત ગ્રથો કે વિધાતા ધામ થે ઉપકાર કે,
નિર્લોભ થે નિષ્કામ થે, થે જલધિ સદ્વ્યવહાર કે ।
સસ્થાયે સ્થાપિત હૈં યહાઁ જિનકે કરો અગણિત યહા,
વિદ્યાલયો કે સહિત ગ્રથાલય હુએ સસ્થિત યહા ॥૨॥

થા રૂપ અતિ અભિરામ નિર્જિત કામ જિનકા તેજમય,
શુભ લક્ષણાન્વિત, વિશ્વ મે દાયક મહાભય કો અભય ।
દેવેશ કા આદેશ જ્યો હૈ દેવગણ પર ચલ રહા,
ત્યો જ્ઞાન બલ સે વિવશ આત્મારામ કે ભૂતલ રહા ॥૩॥

સસાર કી નિસારતા કા સાર જિન કો થા મિલા,
પરલોક કે આલોક સે થા હૃત્કમલ જિનકા ખિલા ।
સંસૃતિ રહી દાસી ઉદાસી કિન્તુ ઉસ સે વે રહે,
નિ સ્વાર્થ હો પરમાર્થ-રત મિલતે ન વે કિસ સે રહે ? ॥૪॥

મિથ્યા વિમત કા જાલ ઉન પર પડ ગયા કુછ કાલ થા,
માનો ઘુમણિ કે સામને આકર અડા ઘન-લાજ થા ।

ઘનજાલ વહ પર શાસ્ત્ર–પરિશીલન–પવન સે ફટ ગયા,
  ભ્રમ–તમ હુઆ થા સ્વપ્ન મે માનો જગે પર હટ ગયા ॥૫॥
વે સત્યતા કે શસ્ત્ર સે સજ્જિત સદા રહતે રહે,
  સચ્છાસ્ત્ર જો કહતા ઉસે કરતે રહે કહતે રહે ।
વિદ્વેષિયો કે વિઘ્ન સે વે ઊબતે મન મે ન થે,
  કામાદિ ઉનકે સ્વપ્ન મે ભી વ્યાપતે મન મે ન થે ॥૬॥
નરકેશરી કે સમ વિપક્ષી–ગણ ઉન્હે થા લેખતા,
  જ્યો સૂર્ય કો નક્ષત્ર–ગણ હૈ ગુપ્ત હોકર દેખતા
કોઈ વિવાદી વાદ મે ઉનકે ન સમ્મુખ થા રુકા,
  ઉનકે કમલવચ્ચરણ પર કિસકા ન મસ્તક થા ઝુકા ॥૭॥
ગુરુ–દેવ–ધર્મો કે નિરૂપણ રૂપ કા કરતે હુએ,
  જિજ્ઞાસુઓ કે હૃદય કે સદેહ કો હરતે હુએ ।
લીલા યહાઁ કી પૂર્ણ જૈનાચાર્ય ને કરકી યહી,
  ઉનકી સદા ઋણિયા રહેગી ભવ્ય ભારત કી મહી ॥૮॥

---

સરલ શાંતિ સુધારસ સાગર, શુચિતર ગુણ રત્ન મહાકર ભાવિક પંકજ બોધ દિવાકર, પ્રતિદિનં પ્રણમામિ જીનેશ્વર ॥ ૧ ॥ પ્રભુ પૂજા હૈ પ્યારી ભવપાર ઉતારી કરો શાસ્ત્રાનુસારી મેરે પ્યારે સુજાન -માનોજી સુજ્ઞાન પ્રભુ પૂજન બનાવો પૂજનસે શિવફલ પાવો મેરી માન કરો પૂજા ભગવાન ધરો સુમતિકા ધ્યાન કરો આતમ કલ્યાણ હોવે વાહ વાહ વાહ ॥ ૩ ॥

જ્યેષ્ઠ શુક્લા ૮, સં૦ ૨૪૫૦ [ રામચરિત ઉપાધ્યાય.